૫૦૪૭

# કાવ્યસંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પટેલ નારાયણ મેઘજી.

પટેલ બેચર રણછોડ તથા વાલા કાનજી કાનાણી

મુ. જુણાસાવર.



અમદાવાદ.

આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૮ સન ૧૮૯૨

કીંમત ૪ આના.

॥ श्री ॥

# अथ इश्वर प्रार्थना·

રાગ બનજારા. સ્વામી ભજનાનંદ મુ૦ ભાવનગર.

જયસત્ય દેવ સુખકારી, આપો અવિચળ ભકિત તમારી. ટેક
કાશીમાં વિપ્રએક દુખિયો, દઈ દર્શન કીધો સુખિયો;
સુખ સંપત્તિ આપિભારી, આપો અવિચળ ભકિત તમારી.
જયસત્ય.

તમે કઠિયારાનું દુઃખકાપી, દઈદ્રવ્ય મુકિતવળી આપી;
કરો મેહર સદા જગકારી, આપો અવિચળ ભકિત તમારી.
જયસત્ય.

ઊલકા મુખ રાજા જ્ઞાની, પ્રભુભક્તા તેની રાણી.
નીત સુણી કથા નરનારી, આપો અવિચળ ભકિત તમારી.
જયસત્ય.

સાધુ નામ લીલાવતિ નારી, કલાવતિ જેની કુમારી;
દઈ દંડ ભકિત દીધી ભારી, આપો અવિચળ ભકિત તમારી.
જયસત્ય.

આગળ એક અંગધ્વજ રાજા, તજ્યો પ્રસાદ મુકી માજા;
દાખી મુકિત માન ઊતારી, આપો અવિચળ ભકિત તમારી.
જયસત્ય

ભજનાનંદ ભાવે કહે, નીંત ધ્યાન તમારૂ રહે;
એવિ આર્જ સુનો પ્રભુ મારી, આપો અવિચળ ભકિત તમા-
રી જયસત્ય.

રાગ બનજારા. ॥

જય સત્યનારાયણ સ્વામી, તવચરણ નમામિ નમામી. ટેક.
કરી પૃથ્વી પાણી આકાશ, કરી સોમ સૂર્ય પરકાશ;
નીત આપો સુખ બહુ નામી, તવ ચરણ નમામિ નમામી.
॥ જય સત્યનારાયણ ॥

રચ્યા જીવ અનેક દેહ ધારી, પશુ પક્ષી કીટ નરનારી;
એવી ખલક કરી નહી ખામી, તવ ચરણ નમામિ નમામી,
॥ જય સત્યનારાયણ ॥

નિશ્ચય કરૂં વિનતિ નાથ. હેતે કરી ઝાલો મમ હાથ;
છો સંત જનના વિસરામી, તવ ચરણ નમામિ નમામી.
॥ જય સત્યનારાયણ ॥

ભજનાનંદ કહે ભાવે, જે ગુણ તમારા ગાવે;
તે જાય નરતમ ધામી, તવ ચરણ નમામિ નમામી
॥ જય સત્યનારાયણ ॥

રાગ આશાગોડી.

સચ્ચિદાનંદ સુખકારી,
ભજો દેવ સચ્ચિદાનંદ સુખકારી ॥ટેક॥
બ્રહ્મા વિષ્ણુ ધ્યાન ધરત હૈ,
જાહિ જપત ત્રિપુરારી. ॥ભજો દેવ॥
શુકલ બરણસ રોજ સમ લોચન,
અનંત ભાનુ ઉજયારી. ॥ભજો દેવ॥
શીશ મુગટ મકા કૃત કુંડલ,
શંખ ચક્રાદીક ધારી. ॥ભજો દેવ॥
એક અખંડ અજીત અનાદી,
જગ કર્તા જગ હારી. ॥ભજો દેવ॥
જો સર્વજ્ઞ સર્વ શકિત જામે,
નિરંજન ન્યાયકારી. ॥ભજો દેવ॥
કહે ભજનાનંદ ભજો મન ભાવે,
ભકતન કો દુઃખ ટારી. ॥ભજો દેવ॥

પદ રાગ ભરથરી.

દેખ્યા નહી કછુ સાર જગતમે, દેખ્યા (૨)
કયું હોતા ખુવાર મન તું કયું હોતા ખુવાર,
સત્ય પુરૂષ કે સંગ કરકે, તજ હું બિષય બિકાર;
તજ હુ (૨)

બિષય ભોગ મે તૃપ્તીરે નાહિ, તૃશ્ના બઘે અપાર;
જૈસે બન્હિ કાષ્ટ સંગસે, બઢે નકી નિરધાર.
બઢે નકી (૨)

ઉપર ગોરા રૂપ દેખકે, ક્યું ભૂલતા ગમાર,
અંદર હાડ માંસ ભર્યા હૈ, નહી કછુ બિસાર;
નહી કછુ (૨)

માત પિતા અરૂભાઇ બાંધવ, નહી હૈ તેરી નાર;
જબલગ તેરે દામ ગાઠમે, તબલગ તેરા પ્યાર;
તબલગ (૨)

કહે ભજનાનંદ ભકિત ભાવસે, ભજલે તું કીરતાર;
ઇસ અવસરમે ચુક પડે તો, તો તું ખાવે માર;
તો તું ખાવે (૨)

પદ ૨

કરલે મન બીચાર, નર તું કર લે મન બીચાર;
કિસિ કિસિકું તો રોવેગા, મર ગયે અપરંપાર;
મરગયે (૨) ટેક

માત પિતા તેરે બહોત હો ગયે, બહોત ભયે અવતાર;
બેન ભાઇ તેરે બહોત હો ગયે, પુત્ર અને પરિવાર,
પુત્ર અને [૨]

જો જનમ્યા સો નક્કી જાયગા, નહિ રહેગા નિરધાર;

એક અખંડ ઈશ્વર બિનાયે, સભી કાલકા અહાર;
સભીકાલ (૨)

રાવન હારા નહિ રહેગા, સુન હો ઇસ સંસાર;
કહે ભજનાનંદ ઐસે જાન કે, ભજો જગ કિરતાર;
ભજો જગ (૨)

### રાગ લાવની.

અરે કુદરતના કરનાર—વિપ્ર નથુરામ

અરે મરી જાવું ધન્નને માલ સાહેબી મેલી,
પ્રાણી બાંધ પુન્યની પાળ પુરથી પહેલી. ટેક
અરે તું મેલ મમત, રટ રામ કામના ત્યાગી
એળે અમુલખ અવસર જાય. જોને તું જાગી મરી
અરે ધન દોલત પરિવાર, ભાઈની જોડી;
એમ સુત સજન ને દાર, જાવું તે છોડી. મરી
અરે ઘેર ઘણેરૂં દ્રવ્ય, કોડી કામ નાવે;
જે કર્યું પુન્ય કે પાપ, આપ સંગ આવે. મરી
અરે જ્યાં જેમ ત્યાં તેમ તે, રહેશે એકલું જાવું;
પ્રાણી મધમાખીની, પેરે પછી પસ્તાવું. મરી
અરે નિર્મળ નરનો દેહ, જગતમાં જાણું;
તે તું ખોઇ બેઠો ખુવાર, નંદ જેમ નાણું. મરી
અરે જુઠો જગત જંજાળ, કાચી આ કાયા;

એમાં હરખ શોક હજાર, હરિની માયા. મરી
એવા દાસ નથુના, નાથ દયાળુ દેવા;
આપો પ્રેમ ભકિત વળી, સંત ચરણની સેવા, મરી

પદ રાગ હોરી કાફી—કબીરજી

જાકું સાધુકી સંગત પાઇરે, વાકી પુર્ણ કમાઇ; ટેક
સાધુકી સંગત ગુરૂજીકી સેવા, બનત બનત બન જાઇરે;
વાકી પુર્ણ—૧
રંકોર બંકા કેવળ કુબા, સજના જાત કસાઇરે;
વાકી પુર્ણ—૨
શવરીકે બોર સુદામાંકે તંદુલ, કરમાકી ખીચડી પાઇરે;
વાકી પુર્ણ—૩
ધ્રુ અમરૂષ પ્રલ્હાદ બિભીક્ષણ, પાચમી મિરાબાઇરે;
વાકી પુર્ણ—૪
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, જોતમાં જોત મીલાઇરે;
વાકી પુર્ણ—૫

પદ દેવાદાસ.

જેણે ન કર્યો સત સંગ જનમ ધરી, જેણે ન કર્યો સતસંગરે;
વાકું કેવળ પશુકર જાણો (૨) જદપી મનુષ્યકો અંગરે;
જેણે—ટેક
કયા ભયોપાટ પીતાંબર પહેરત, ચઢતો હસ્થી તુરંગરે;

વામે તું ક્યા બડાઈ પાયો, ફુલ્યો મૂઢ ઉમંગરે.

જેણે ન કર્યો—૧

આહાર બિહાર મૈથુન અરૂં નિદ્રા, લગ્યો બિષયકો રંગરે;
માનત નાહિ બડા હૈ મૂર્ખ, કાળ કરેગો ભંગરે—

જેણે ન કર્યો ૨

નિર્મળ મન કરી કબહુ ન નાહ્યા, સંત સરૂપી ગંગરે;
કહે દેવો જન કૈસે પાવે, પૂર્ણ બ્રહ્મ અભંગરે.

જેણે ન કર્યો—૩

પદ—પીતાંબરદાસજી

અબ તું મનવા મેરા, મેલી દેને માન માન; (૨) ટેક
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય તું નાહિ, નાહિ તું શુદ્ર સુજાણ;
યે જાતિકો ગર્વ ન કીજે, યહે પદ નિર્વાન;

વાન અબ તું ૧

આ દેહીકો ગર્વ ન કીજે, દેહી ધુડ સમાન;
દેહ કાળકો ગ્રાસ બન્યો હૈ, મત કરના અભિમાન;

માન અબ તું ૨

માત પિતા સબ જુઠે જાણો, તબ ક્યોં હોત હૈરાન;
નારી પ્યારી નહી હૈ તેરી, સુન લે ચતુર સુજાન;

જાન અબ તું ૩

સંત સમાગમ કરલે બંદે, તજદે તેરી તાન;

દાસ પીતાંબર ભાવ નારાયણ સે, ધર સંતનકો ધ્યાન;
ધ્યાન અંત તું ૪

## ગરબી.

ગઢવી જીવાભાઇ મુ. ચંભારડી.

આજકાલ કરતાં આણા આવશેરે,
ઓચીંતાને જમડા ઉઠાવશેરે. ॥ટેક॥
ભૂલ્યો હરિને મોટપ કેરા ભારમાંરે,
અંધધંધ ફરે છે અહંકારમાંરે. ॥આજકાલ॥૧॥
મીથ્યા સુખમાં રહ્યો જીવ મોહીને રે,
ઝેર પીછો તુ તો જાણી જોઇને રે. ॥આજકાલ॥૨॥
મોહ પામી માયાની મદ લાળમાંરે,
જુએ મનડું જુડારે જંજાળમાંરે. ॥આજકાલ॥૩॥
દાડા દુખના આગળ અતિ દોહેલારે,
ચોરાશીના ફેરા નથી સોહેલારે ॥આજકાલ॥૪॥
માનતંગી કહું તું માનતો નથીરે,
કહુ વારે વારે તુજને કથીરે ॥આજકાલ॥૫॥
ન રહ્યા જેને વેર હતિ નાયબીરે,
છોડી ચાલ્યા સંપતિ સુખ સાયબીરે ॥આજકાલ॥૬॥
જાગી જોને જાજી નથી જીંદગીરે,
બહુ નામીની કરો લેને બંદગીરે. ॥આજકાલ॥૭॥

શરમ લાગે હરિજન કેરા સાથથીરે,
હરિયે મેલ્યા જીવો કે તને હાથથીરે. ॥આજકાલ ૮

ધોળ. ૧

સ્વામી ભજનાનંદ મુ० ભાવનગર.

નિરખો તમે નારાયણ નર હરિને,
ધીરજથીરે ધ્યાન દીલમાં ધરીને ॥નિરખો॥ટેક॥
જેણેરે ભાંગ્યો ભૂમી તણો ભાર,
ધર્મરે થાપવા ધર્યો અવતાર;
સાધુ જન કેરી કરવા સાર ॥નિરખો॥૧॥
શામરે સુંદર કાને કુંડલ શોભે
ચતુર ભુજ ચાર આયુધ થોભે,
લાલજીને જોતાં મનડું લોભે ॥નિરખો॥૨॥
બાંધ્યારે બાજુબંધ જડીત્ર હાથે,
મોરરે પીછ તણો મુગટ માથે;
રમે સહુ ગોપજન સાથે ॥નિરખો॥૩॥
પીળારે પીતાંબરની પરવટ વાળી,
દીલ તણા તીમર નાખ્યા ટાળી,
ભજનાનંદ આનંદ થયા ભાળી ॥નિરખો॥૪॥

વિપ્રદયારામ મુ० જુનાગઢ.

સેવોરે તમે ભજનાનંદ સ્વામી,

અનેક જીવ કેરા વિસરામી. સેવોરોટેક.॥
ધીરજવંત દયા ધરમધારી,
સદા બોધ કરે સુખકારી,
ભાંગીરે જેણે મનની ભ્રાંતિ ભારી. સેવોરે તમે.૧
રામનું નામ જપે ને જંપાવે,
ગોવિંદ તણા ગુણ નીત ગાવે,
ધ્યાન મારે શ્રી હરિને ધ્યાવે, સેવોરે તમે. ૨
જેનારે સતસંગે થાય સૂખ,
દર્શન કરતાં જાય મહા દૂખ,
ભોજન કરતાં ભાંગે જેમ ભૂખ. સેવોરે ૩
મનેરે તત્કાળ ફળ મળ્યું,
જોઇરે સત્ય મારૂં મનડું ગળ્યું,
દાસરે દયા તણું તીમર ટળ્યું. સેવોરે ૪

ઘોળ ૨.

જોજોરે રખે ધુતારાની જાળે,
પડતારે નહી તમે કોઈ કાળે. જોજોરે ॥ટેક.
કોક તો કીમિયાગર થઇ આવે,
કોક તો નાટક ચેટક દેખાવે,
ભોળારે મુનુષ્યોને એમ ભરમાવે. જોજોરે રખે.
ભેખરે લઇ પેશાની માગે ભીક,

ઠગોમાંરે ઠગ જાણો ઠીક;
સત્યરે માનજો મારી સહુ સીખ. જોજોરે રખે.
કોક તો તીરથ વરત વખાણે,
અભિપ્રાય તેનો નહિ જાણે;
દ્રવ્યરે હરવા સારૂ બહુ તાણે. જોજોરે રખે.
ભજનારેનંદ કહે ભલી ભાતિ,
રામરે રટન કરો દિન રાતિ;
કાઢોરે તમે દિલ તણી કાતિ. જોજોરે રખે.

અર્થ એનો એ છે કે, તમે કોઇ કાળે ધૂતારાની જાળમાં પડશો નહી તાત્પર્ય તે લોકો એવી રીતે ધૂતે છે તે નીચે મૂજબ.

કોક તો કીમીયાગર થઇસોનું રૂપું કરી દેખાડી છેતરી જાયછે. અને કોઈ તો રૂપિયા, નાળિયેર. ચુંદડી, કુંકુ, સાકર, તથા બીજા અનેક પદાર્થો મંત્રથી થાયછે, એમ દેખાડી દ્રવ્ય હરણ કરેછે; અને કેટલાક તો સાસુ, સસરો, તથા વર અથવા હરકોઇ માણસ, તારે વસ કરી આપુ, એમ લોભ દેખાડી દ્રવ્ય હરણ કરેછે. અને કેટલાક તો ગૃહ, શની, રાહુ અથવા મંગળ કઠણ છે એમ બીક દેખાડી દ્રવ્ય હરણ કરેછે. અને કોઇ તો પિત્રુ, સુરધન અથવા સિખોતર વગેરે નડે છે એમ કહી ભોળા લોકને ભૂવા થઇ ભરમા-

વેછે, ને દ્રવ્યનું હરણ કરેછે. અને કોઇ તો પુત્ર તથા દ્રવ્ય વગૈરે પ્રાપ્ત થશે, એમ લોભ દેખાડી દ્રવ્ય હરેછે, અને કોઈ તો કહે મોરી કન્યાનો કન્યાકાળ જાયછે, અથવા જનોઇ વગરનો છોકરો છે, અથવા રસ્તામાં ચોર લૂટી ગયા અથવા જમીનમાં જે દ્રવ્ય છે તેને હુ જોવુંછું, એમ કહી દ્રવ્ય હરેછે. અને કેટલાક તો ભેખ લઇ પૈશા સારૂ ભીખ માગતા ફરેછે, તેપણ ઠગમાં મોટા ઠગ સમજવા. કેમ કે તેમને છળકપટ ઘણું કરવું પડેછે, તે એવિ રીતે કે, કોઇ તો કહે મારે તીર્થ જાત્રા કરવા જાવુંછે, એમ ખોટુ બોલી લોકો પાસેથી દશવીશ રૂપિયા લઇ રેલમાં બેસી દશ બીસગઉ ઉપર ઊતરી ફરી તે ગામમાં તે મુજબ કરી દ્રવ્ય ધુતેછે, અને આખી અવસ્થા એમની એમ છળકપટમાં કાઢેછે, અને કોઇ તો કહે મારે પારાયણ કરાવી છે, સાધુ જમાડવાછે, સદાવ્રત આપવુંછે, અથવા મંદીર, વાવ, કુવા, તળાવ વગૈરે કરવાછે એમ હરેક નીમત કરી દ્રવ્ય ભેગુ કરેછે. અને તેમાંથી અર્ધ ભાગ અથવા ચતુર્થ ભાગ વાવરેછે. અને કોઇ તો મુળગું વાવરેજ નહી. અને કેટલાક તો ઘોડા, ગાડી, સીગ્રામ અને ઘણાક માણસો સાથે રાખી ભભકો દેખાડી દ્રવ્ય હરેછે. અને કેટલાક તો અમે પૈશાને અડતા નથી, એમ ત્યાગ દેખાડી સાથે માણસ રાખી-

ને તેના હાથથી લાખોરૂપિયા ભેગા કરેછે. અને કેટલાક તો તીર્થ અને ભગવત મહિમા વિનાના જે વ્રતો તેનો અભિપ્રાય ન સમજતાં દ્રવ્ય હરવા સારૂ ખોટા વખાણ કરેછે એવિ રીતે છળકપટથી દ્રવ્ય હરનારા લોકો ઘણાકછે માટે સત્યાસત્યનો વિચાર કરી સુપાત્રને આપવું.

પદ રાગ કાફી.

સ્યામ વિનાકો કરેરે સહાઇ,
સકલ સભાસદ બૈઠે ભરાઈ ॥ટેક॥
ભીસ્મ કર્ણ વિકર્ણરે બૈઠે,
દ્રોન અરૂ દુર્યોધનરાઇ;
દુષ્ટ દુશાસન ચીર ઊતારત,
કોઊનયાકું વારત આઇ. શ્યામવિના.
રાજા ધરમ ભીમ અરૂં અરજુન,
ન કુલ સહદેવ પાચુરે ભાઇ;
એક એક મહારથીરે કહાવત,
સો સબ બૈઠે શીશ નમાઇ. શ્યામવિના.
મેડીરે મંદીર ભર્યારે ભંડાર,
હય ગજરાજ સબ ગયેરે હરાઇ;
પાચુરે પાંડવ નિજ તન હારે,
સોસતવાદી સત ગયેરે બંધાઇ. શ્યામવિના.

પાંચાળી દીન બચન પુકારત,
મોલાજ તુમ લાજ બીહાઈ;
કહે ભજનાનંદ ભકત વત્સલ પ્રભુ,
દ્રોપદી રૂદન સુનિ આયેરે ધાઈ. શ્યામવિના. ૧

પદ ૨

જલદી પધારો અબ જદુરાઇ,
દુષ્ટ દુશાસન મહા દુખદાઇ ॥ ટેક ॥
કેસ ગ્રહી મોકું ભોમિ પછારકે,
ઘસીટ ઘસીટ મોકુ સભા બીચ લાઇ;
કડવે બેન બોલત કટુ બાદી,
શ્રવણસે કછુ સુન્યા નહિ જાઇ
॥ જલદી પધારો ॥
ભકત પ્રલ્હાદકું ભીડ પડી તબ,
સ્થંભ બીચ પ્રગટી પ્રભુ કીન્હ સહાઈ;
ગજ કેરે કારણ ગોવિંદ ધાયે,
બેર લગી તાતે ગરૂડ બીહાઇ
॥ જલદી પધારો ॥
ચંદ્રાસ હકું નીચરે ચંડાળ,
મારન હેત લે ગયે બન માઈ;
ધ્યાન ધરત પ્રભુ દયા અતિ કીન્હા,

છન એક મે પ્રભુ લીન્હ છુડાઇ.

॥ જલદી પધારો ॥

અંબરીષ કે મહા દુઃખ હરનકું,
ચક્ર સુદરસન દીન્હ પીડાઇ;
કહે ભજનાનંદ ભકત વત્સલ પ્રભુ,
મોરી બેર કયાં બેર લગાઇ.

॥ જલદી પધારો ॥

ધોળ—કૃષ્ણદાસજી

જેને ઘર હરિજન હરિજસ ગાય,
તે તો નીત ગંગાજીમાં નાય;
સુરત કરીને સાંભળે તેનો પીંડ પવિત્ર થાય

॥ જેને ઘર ॥

ગંગારે જમુના સરસ્વતી એ તો,
નીત નીત આવે ન જાય;
અડસઠ તીરથ ઘરને આંગન દુર ગયે શું થાય

॥ જેને ઘર ॥

ધ્રુરૂ નાયા પ્રલ્હાદ નાયા, હેતે હનુમાન નાય;
પ્રેમ ધરીને પરીક્ષત નાયા જોગી સુખદેવ નાય

॥ જેને ઘર ॥

સંત મળીને ધારણ બાંધી, જ્ઞાન ગંગા તો લાય,

જપ તપ તીરથ જોગ જજ્ઞ, સર્વે સાધનમાં જાય
॥ જેને ઘર ॥
જ્ઞાન ગંગાનો મહીમા મોટો, મુખે કહ્યો નહી જાય;
કૃષ્ણ કહે જે હરિને ભજસે, હરિ સરીખા થાય
॥ જેને ઘર ॥

॥ શ્રીમન્નારાયની ધુનિ ॥

સાધુ માધવદાસજી

શ્રીમન્નારાયણ નારાયણ નારાયણ ॥ ટેક ॥
શિવસનકાદીક ઓર બ્રહ્માદીક, સુમર સુમર ભયે
પારાયણ ॥ શ્રીમન્ન નારાયણ ॥
શીશ મુગડ મકાકૃત કુંડલ, શંખ ચક્ર ગદા ધારાયણ
॥ શ્રીમન્નારા ॥
રામ રૂપ ધરી રાવણ માર્યો, ભકત બભીક્ષણ તારાયણ
॥ શ્રીમન્નારા ॥
ગૌતમ ઋષીકી નાર અહિલ્યાચરણ છુવતભઇ પારાયણ
॥ શ્રીમન્નારા ॥
કૃષ્ણ રૂપ ધરી કંસ પછાડયો, ઉગ્રશયન કુળ તારાયણ
॥ શ્રીમન્નારા ॥
જમુના કે નીર તીરધેનુચરાવે, મુખપર મુરલી ધારાયણ
॥ શ્રીમન્નારા ॥

ઈંદ્ર કોપ કીયો વ્રજ ઉપર, નખપર ગીરીવર ધારાયણ
॥ શ્રીમન્નારા ॥
માધવદાસ આસ રઘુબરકી, સકળ જુગ કીયો પારાયણ
॥ શ્રીમન્નારા ॥

પદ કબીરજી

જાઘર કથા કીરતન નાહી, સંત નહી મીજમાન;
તાઘર જમરા ડેરા દેવેગા, સાંજ પડેરે મશાન ॥ટેક॥
મેરી મેરી કરતા મર ગયા મૂર્ખ, મેલ્યા ન માન ગુમાન;
સંત પુરૂષકી સેવા ન કીન્હી, કહાસે હોય કલ્યાણ,
॥ જાઘર ॥
દયા દીનતા દીલમે નાહી, દીયા નહી કછુ દાન;
રામ નામ મુખસે નહી રટીયા, ધર્યા નહી હરિ ધ્યાન
॥ જાઘર ॥
કહેત કબીર સત ગુરૂ શરણે, મીલત પ્રભુ કો જ્ઞાન;
ભવસાગર કે બંધ છોડનકું, સંત બડે સુજાણ.
॥ જાઘર ॥

પદ ભકત ભવાન.

આંધળી દુનીયા ઊંચે વેરાની, લોભે લેવાના જાયરે;
પેટ ભર્યાનાં પંપાળમાં, ગુણ ગોવિંદના નવ ગાયરે ટેક.
આજજ ભજતાં કાલજ ભજશું, વર્ષ વિત્યા દસ વીસરે;

ગરઢપણુ આવતાં વાર ન લાગી, ડોલવા લાગ્યું શીશરે;
॥ આંધળી ॥૧॥
ભકિત તો એને ભાવે નાહી, ધર્મ ન આવે ધાતેરે;
સંત પુરૂષની સેવા ન કીધી, મરી ગયો મધરાતેરે.
॥ આંધળી ॥૨॥
દશ ન ઊંઘ્યા વિશ ન ઊંઘ્યા, ઘણા ઊંઘ્યા ગમારરે;
ભવાન કહે ભાઈ તે નર જાગ્યા, સદ્ગુરૂ શરણે આધારરે.
॥ આંધળી ॥૩॥

રાગ ગરબાનો પ્રીતમ દાસજી.

સમરણુ કરિલે સચ્ચિદાનંદનું રે,
મૂકી મન તણો અહંકાર જો;
આ સહુ જુઠી બાજી જાણજોરે,
જેવો સ્વપ્ન તણો વહેવારજો ॥સમર. ॥ટેક॥
જેવા ધૂમાડાના બાચકારે,
જેવું કાંઇ ઝાંઝવાનું નીરજો;
એવો ખોટો જગનો ખેલ છે રે,
અંતે વણુસી જાય શરીર જો ॥સમરણુ ॥૧॥
શેહેર ગુજરી પેરે આ સહુ મળ્યું રે,
તેના વિયોગ થકી શું રોયો જો;
આગળ કામ વિચારીને કરજે રે,

તેમાં કાંઇ અંતે હાન ન હોય જો ॥સમરણ॥૨॥
હેતે પ્રીતે પ્રભુને સંભારજો રે,
એ છે તરવાનો ઊપાય જો,
પ્રીતમ પ્રભુનું ભજન ન ભૂલીયેરે,
તારો જન્મ કૃતાર્થ થાય જો ॥ સમરણ ॥૩॥

ધોળ.

હરિનો મારગ છે સુરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલી મસ્તક મુકી, વળતી લેવું નામ જોને;
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સાગર મધ્યે મોતિરે લેવા, માહિ પડયા મરજીવા જોને;
મરણ આગમે તે ભરે મુઠી, દીલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જોવે તમાશો, તે કોડી નવ પામે જોને;
પ્રેમ પંથ પાવકની જાળા, ભાળી પાછા ભાગે જોને;
માહિ પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને;
રામ અમલમાં રાતારે માતા, પૂરા પ્રેમી જન જોને;
પ્રીતમના સ્વામીને સેવો, નીરખો રાતદન જોને;

પદ—પ્રભાતિ. નરસી મેતા.

દુરમતિયાં ડાહ્યા થઇ આવે, શાણાં થઈ સમજાવેરે;
પ્રેમ ભકિતમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે;
દુરમતિયાં૦

આપણા કુળમાં કોઇયે ન કીધું, તે આપણ કેમ કરિયેરે;
વેરાગી થઇ નાટક નટિયે, તુળસી તીલક કેમ ધરિયેરે;
દુરમતિયાં૦
જેવા તેવા હોય તે હરિગુણ ગાવે, તે આપણે કેમ ગાઇરે;
રામ નામની કથા થાય જ્યાં, ત્યાં આપણે નવ જાઇરે;
દુરમતિયાં૦
આપે કલેશ ક્રોધના ભરિયાં, સત્રળાને સમજાવેરે;
જમ કીંકરનો મારજ પડશે ત્યારે, આડું કોઇ નવ આવેર;
દુરમતિયાં૦
કુળને તજશે તે હરિને ભજશે, સહેસે સંસારનું મેહેણુરે;
ભણે નરસૈયો હરિ તેને મળશે, બીજી વાતે વાશે વાહણુરે;
દુરમતિયાં૦

પ્રભાતિ ૨

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજીયેરે;
મનસા વાચા કરમના કરિને લક્ષમીવરને ભજીયેર,
નારા૦
કુળને તજીયે કુટબન તજીયે, તજીયે માને બાપરે;
ભગની સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપરે;
નારા૦
પ્રથમ પીતા પ્રલ્હાદે તજીયા, નવ તજ્યું હરિનું નામરે;

ભરત શત્રુઘ્નને તજ્યા જનેતા, નવ તજ્યા શ્રીરામરે;
નારા૦
ઋશીપત્ની શ્રી હરિને કાજે, તજીયા નિજ ભરથારરે;
તેમાં તેનું કાંઇ ન ગયું, પામી પદારથ ચારરે.
નારા૦
વ્રજ વિનતા વિઠલને કાજે, સરવ તજી વન ચાલીરે;
ભણે નરસિયો વ્રંદાવનમાં, મોહન સાથે મહાલીરે;
નારા૦

રાગ ગરબી.

નથુરામ.

એવું સપનું મનોહરિને આવિયુંરે,
ઊઠી રાવણને સંભળાવિયુંરે; એવું ॥ ટેક ॥
જાણે રામ તે ઉતર્યા સાગરેરે,
રિછકિછ તે ગઢને કાંગરેરે; એવું ॥ ૧॥
જાણે ઇંદ્રજીત તે તારો હારિયોરે;
કુંભકરણને સંહારીયોરે; એવું ॥ ૨॥
જાણે લંકા લુટિરે એક સાતમાંરે,
એવુ દીઠું મે આજની રાતમાંરે; એવું ॥ ૩॥
દાસ નથુના સ્વામીને ન છેડીયેરે,
એવું કહિને સતિ પધાર્યાં મેડીયેરે. એવું ॥ ૪॥

ગરબી ૨.

મીથ્યા સ્વપનું મનોહરિએ તાહેરૂરે,
ચાર જુગમાં મોતરે નથી માહેરૂરે; ॥ ટેક ॥
પ્રીતે પુર્વે સેવ્યા છે મે શીવનેરે,
જરા મર્ણનો જોખોરે નથી જીવનેરે; મીથ્યા: ૧॥
કુવર ઇંદ્રજીતને કુંભકરણભાઇ છેરે;
કોટિ લંકાને સમુદ્ર ખાઇ છેરે; મીથ્યા: ૨॥
કોઠે નવાણું નાળો જ્યારે છૂટશેરે;
ત્યારે એના વાંદરા કેમ લૂટશેરે; મીથ્યા: ૩॥
નથુ કહે છે કહ્યું કેનું ન કરેરે,
જાણિજોઇને જુગદિશને હાથે મરેરે; મીથ્યા: ૪॥

ગરબી ૩.

સ્વામી ભજનાનંદજી મુ. ભાવનગર.

શાને કાજે બીયે છે તુંતો કામનીરે;
ભલો જોગ બન્યો છે આજ ભામનીરે; ॥ ટેક ॥
મેતો એમ વિચાર મનમાં કીધોરે;
નર વાન્નર આહાર દૈવે દીધોરે; શાને કાજે ॥૧॥
ભૂખ્યા રાક્ષસ થયા છે ઘણા રોજથીરે;
ખાશે વાંદરાને આજ મોજથીરે; શાને કાજે ॥ ૨॥
રીછ કીછ નરતે આવી શું કરેરે;

મારી ગર્જના સાંભળીને મરેરે; શાનેકાજે ॥ ૩॥
લાખ પુત્ર ને સવાલાખ નાતી છેરે;
જેનિ સુર વિરોમાં વિખ્યાતિ છેરે; શાનેકાજે ॥ ૪॥
ભજનાનંદ કહે છે નિરધારથીરે;
એવો રાવન બોલ્યોરે અહંકારથીરે; શાનેકાજે.॥૫॥

ગરબી ૪.

મારિ સરિખો જુધ્ધોરે જગમાં નથીરે;
કહું બળ મારૂરે તુજને કથીરે; ટેક ॥
દેવ દૈત મનુષમાનને મથીરે;
કન્યા લઇ આવ્યોરે તેનિ જીતિરે; મારિ સરિખો ॥૧॥
બીક લાગે છે દેવ સર્વે સાથનેરે;
ઊભા જોડી રહે છે સામા હાથનેરે; મારિ સરિખો ॥૨॥
દીગપાળ ધ્રૂજે છે મુને દેખિનેરે;
પાય લાગે છે નીત્યે પ્રીત્યે પેખિનેરે; મારિ સરિખો॥૩॥
કૈલાસ ઉપાડિ લઇ લીધો હાથ મારે;
એવો કોન સૂરા છે લડે સાથ મારૂ; મારિ સરિખો ॥૪॥
ભજનાનંદ કહે છે મન ખોલીનેરે;
સભા મધ્યે ચાલ્યોરે એમ બોલિનેરે; મારિસરિખો ॥૫॥

ભોજા ભગતના ચાબખા.

મૂરખ્યો રળી રળી કમાણોરે,

ગાથે મેલશે મોટો પાણો. ટેક ॥
ધાઇ ધુતીને ધન ભેળું કીધુને, કોટિ ધ્વજ કેવાણો;
પુન્યને નામે પાઇ ન વાપરી, અધવચથી લુટાણોરે;
મૂરખ્યો. ૧॥

ભર્યા કોઠાર તારા ધર્યારે રહેશે,
નહી આવે સાથે એક દાણો;
મશાણુની રાખમાં રોળાઇ ગયા કઇક,
કોણ રંકને કોણ રાણો; મૂરખ્યો. ૨॥
મંદીર માળિયાં મેલી કરીને,
નિચે જઈ હેરાણો;
ભોજો ભગત કહે મુવા પુઠે જીવ;
ઘણો ઘણો પસ્તાણો; મુરખ્યો;

ચાબખો ૨.

મુરખ્યો માની રહ્યો મારૂંરે,
તેમાં કાંઇયે નથી તારૂં; ટેક.
સાત સાયર જેની ચોકીરે કરતાં;
ફરતું નીરજ ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું,
એ તો રાવણાદિક વાળુરે; મુરખ્યોમા. ૧॥
દુખને તો કોઇ દેખે નહીંને,
સુખ લાગે છે સારૂં;

વેળા વેળાની છાંયડી તારી,
વળી જાસે વારૂરે; મૂરખ્યો મા. ૨॥
હરિ ભજનમાં હેતજ રાખો,
સ્મરણ કરો સારૂં ભોજો ભગત કહે;
રાખો રૂદેમાં,પ્રભુનું ભજન પ્યારૂં.મૂરખ્યો મા.૩॥

ચાબખો.

દુનીયા દિવાની કહેવાશેરે,
ભુંડી ભીંતોમાં ભટકાસે; ટેક.
પાપ એનું જ્યારે પ્રગટ થાશે ત્યારે,
ભુવા જતિ ઘર જાશે;
ધુણી ધુણી એની ડોકજ દુખશે,
લેનારા લઇ ખાશેરે; દુનિ. ॥ ૧ ॥
સ્વર્ગમાં નથિ સુપડુંને,
નથિ ખારણિયોને વંટી;
દુધ ચોખાના જમનારા તમે,
કેમ કરી જમશો બંટીરે. દુનિ. ॥ ૨ ॥
ઢોંગ કરીને ધુતવાને આવે ત્યારે,
હાથ બતાવા સૌ જાશે;
કયારે એના કર્મનું પાનુ રે ફળશે;
ક્યારે એને પુત્રજ થાશેરે. દુનિ. ॥ ૩ ॥

કીમિયાગર કોઇ આવી મળે ત્યારે,
ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં,
ગાંઠની મુડી, ગમાશેરે. દુનિ. ॥ ૪ ॥

સ્વામી ભજનાનંદ મુ૦ ભાવનગર.

ચાબખો. ૧

જેને ઘેર ભુંડી ભમરાળી નાર,
તેનું ઘર તમે જાણો ખુવાર; ટેક.
ફટાણાં ગાવા ફરે ભટકતિને,
લાજ નહી લગાર;
હરિગુણ ગાતાં શરમજ લાગે,
બેસે થઇ નાદાર; જેને ઘેર. ॥ ૧ ॥
મળ મુત્રના હાથ ધોયા વિના,
પાણી ભરે નિરધાર;
કળશ્યો લઇને કળશે ન જાય,
એમ કાઢે અવતાર; જેને ઘેર. ॥ ૨ ॥
નાક લોતિ લોતિ લોટરે બાંધે ને,
શાક ચાખી જોવે સાર;
ઘરમાં કુતરાં ઘંટીરે ચાટે ને,
ઠામ ચાટે ઢોરોઢાર; જેને ઘેર. ॥ ૩ ॥

ભજનાનંદ કહે સુણોરે ભાવે,
નિશ્ચય સૌ નરનાર;
સંત પુરૂષનો સંગ કર્યા વિના,
ભોગે ભુંદરાનો અવતાર; જેને વેર, ॥૪॥

ચાબખો ૨.

ગુરૂનું જ્ઞાન હૈયે ધારો રે,
આવે આ ભવ તણો આરો; ટેક॥
માત પિતા ને ભાઇરે બાંધવ,
પુત્ર લાગે અતિ પ્યારો;
અંતકાળે તારી વસમીરે વેળા,
એક નહિ આવનારો, ગુરૂનુંજ્ઞાન ॥ ૧ ॥
માયારે મદમાં અંધ થઇને,
બાંધ્યો મોટપનો ભારો;
કહ્યું ગુરૂનું કર્યું નથી તેથી,
થાસ્યો જમનો ચારો, ગુરૂનુંજ્ઞાન ॥ ૨ ॥
માનની ગાંઠડી હેઠે મુકીને,
મોહ માયાને મારો;
સદ્ગુરૂને શરણેરે જાતાં,
થાય તરત ઉગારો; ગુરૂનું જ્ઞાન, ॥ ૩ ॥
ગુરૂરે વિના જ્ઞાન કેમ મળશે ને,

વેદ શાસ્ત્ર વિચારો;
ભજનાનંદ કહે ભવસાગરમાં,
ગુરૂ છે તારણ હારો; ગુરૂનું જ્ઞાન. ॥ ૪ ॥

રાગ ઠુમરી.

સુની રામ સીતા બન બીચ ગયે,
ભરતજી તબા મુર્છીત ભયે; ટેક ॥
મન પીડા ભઇ કહી જાય નહી;
જનું ક્રોડ બિછી કરડત સહી. ॥ સુની ॥
જૈસે અંગ બીચ અગનીરે લગી,
દીલ રાત દીવસ દુઃખમે સલગી. ॥ સુની ॥
જૈસે જલ બીના મચ્છલી તલખે;
તૈસે ભ્રાત બીના ભરત બીલખે. ॥ સુની ॥
ભજનાનંદ કહે ભરત ભાવ ભગતિ,
શેશ શારદ કહી ન જાય ગતિ. ॥ સુની ॥

ધીરો ભગત. રાગ કાફી પદ ૧.

જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે;
અવર નહી દેખુંરે, બીજો કોઇ પ્રભુને પખે. ટેક.
મહિપતિને વાલો ભીખ મગાવે, ને રંકને કરેરે રાય;
સ્થળ સ્થાનકે વાલો જળ ચલાવે, જળ સ્થાનકે સ્થળ થાય;
તરણાનો તો મેરૂરે, મેરૂનો ત્રણ કરી દાખે. જેને રામ. ૧

પ્રલ્હાદ કારણે સ્તંભમાં પ્રગટયા ને, ધર્યું નરસીંવનું રૂપ;
થરહર નાદે જ્યારે થંભરે ફાટયો, ત્યારે બીનોરે દૈતનો ભૂપ;
હીરણ્યાકશ્યપું હણ્યોરે, પ્રભુએ ફાડી નખે નખે; જેને રામ. ૨
નિભાડામાંથી બળતાંરે રાખ્યા, મંઝારી કેરાં બાળ;
ટીટોડીના વાલે ઇંડાં ઉગર્યાં, એવા છે હરિ રખવાળ;
અંત વેળા આવોરે, પ્રભુ તમે તેની તકે. જેને રામ. ૩
બાણ તાણીને ઉભો પારધી ને, સીચાણો તાકેરે દાવ;
પારાધીને પગે જ્યારે વિખધર ડસીયો, ત્યારે લાગ્યો સીચા-
ણે શીર ઘાવ;
બાજ પડયો હેઠેરે, પંખી ઉડી ગયાં સુખે. જેને રામ. ૪
ગજ ને કાતરણી વાલો લઇને બેઠા, દામોદર દીન દયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌનીરે લે છે સંભાળ;
ધણી તો ધીરાનોરે, હરિ મારો હાલે હકે. જેને રામ. ૫

સ્વામી ભજનાનંદ મુ૦ ભાવનગર.

પદ રાગ લાવણી.

સમજ સમજ તું મન મારે મૂરખ, માને શીખામણ મારીજી;
સ્વારથિયો સઘળો સંસાર, માત તાત સુત નારીજી. ટેક.
માયારે ઠાઠ બહુ વિધ ઘાટ, મીથ્યા રહ્યો મોહીજી;
સ્વપ્ના જેવું સુખ છે સર્વે, અંતે ન આવે કોઇજી; સમજ.॥૧॥
બાદલ છાયા જાણીરે માયા, પરમારથ કાંઇ કરિયેજી;

સંત સમાગમ કરિ ભવ સિંધુ, તરત જ્ઞાનથિ તરિયેજી,
સમજ ॥ ૨ ॥
જોબન રંગ પતંગરે જેવો, ફોગટ તું કેમ ફુલ્યોજી;
જુઠ વસ્તુને સાચીરે જાણી; ભજન હરિનું ભૂલ્યોજી;
સમજ. ॥ ૩ ॥
બહુવાર આ ભવમાંરે ભટકી, ભોગિરે લખ ચોરાશીજી;
નીર્લજ તુને લાજ ન આવે, જાગિને જો તું તપાશીજી;
સમજ ॥ ૪ ॥
મહા અમુલખ મનુષ્યારે દેહી, દેવને દુર્લભ એ છેજી;
સતસંગ કરવાથિ મહાસુખ મળશે, વેદ શાસ્ત્ર એમ કેછેજી;
સમજ ॥૫॥
માટે સદગુરૂ શરણે જઇને, શીખામણ લે સારીજી;
ભજનાનંદ કહે ભવ બંધ છુટે, હોયે નરકે નારીજી;
સમજ ॥૬॥

પદ. ૨

સાંભળ શઠતું પામર પ્રાણિ, વાત કહું છું વિચારીજી;
ભાવે કરિને ચિત્ત ઠરિને, ધ્યાનમાં લીજે ધારીજી; ટેક ॥
માત ગરભમાં ઊંધેરે માથે, દશ માસ તું ઝુલ્યોજી;
કિરતારે જે સાહે કરિ તે, ભવમાં આવી ભુલ્યોજી,
સાંભળ ॥ ૧ ॥

મહા દુઃખમાંથિ મુને મુકાવો, શ્વાસે શ્વાસે સમરીશજી;
એક પળ દલથિ નહિ વિસરૂં ધ્યાન તમારૂં ધરિશજી;
સાંભળ ॥૨॥
કોલ ગરભમાં એવો કરિને, આ જગમાં તું આવ્યોજી;
ભાઈરે બાંધવ સગાં સંબંધી, લાલચમાં લલચાયોજી;
સાંભળ ॥૩॥
આંખ્યોરે હાથ વાણી જેણે આપિ, કર્ણ આપ્યા સુખકારીજી
ચરણ તુને ચાલવાનેરે આપ્યા એને ગયો વિસારીજી;
સાંભળ ॥૪॥
જમનારે કીંકર તેડી જઇને, દંડ ઘણો તને દેશેજી;
રખે અગનિમાં ઉભો રાખીને, લેખા સર્વે લેશેજી;
સાંભળ ॥૫॥
ભજનાનંદ કહે સદ ગુરૂ શરણે, ભવ દુઃખ સર્વે ભાગેજી;
બ્રહ્મ સુખમાં ભુલેરે નાહિ, લગનિ અંતર લાગેજી;
સાંભળ ॥૬॥

નરસિંહ મેહેતો.

વૈષ્ણવ વિષે. રાગ આશાવરી.

વૈષ્ણવજન તો તેનેરે કહીયે, જે પીડ પરાઇ જાણેરે,
પરદુઃખે ઉપકાર કરે છે તો, મન અભિમાન ન આણેરે;
વૈષ્ણવ. ૧

સકળ લોકમાં સઉને વંદે, નિંદાતે ન કરે કેનીરે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે તો, ધન્ય ધન્ય જનની
તેનીરે વૈષ્ણવ. ૧
સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે;
જીહ્વાથકી અસત્ય ન બોલે તો, પરધન નવ ઝાલે હાથરે,
વૈષ્ણવ. ૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ જેના મનમાંરે;
રામ નામશું તાળીરે લાગી, સકળ તીરથ તેના તનમાંરે
વૈષ્ણવ. ૪
વણ લોભીને કપટ રહીત છે, કામ ક્રોધને નિવાર્યારે;
ભણે નરસીયો તેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યારેઃ
વૈષ્ણવ. ૫

## પ્રભુ વચન.

પ્રાણ થકી મને વૈષ્ણવ વાલા, રાત દીવસ રૂદે ભાવુંરે;
તપ તીરથ વૈકુંઠ પદ મુકી; મારા વૈષ્ણવ હોય ત્યાં હું
આવુંરે; પ્રાણ ॥૧॥
અમરિખ રાજા મને ઘણા વાલા, દુરવાસાયે માન ભંગ કીધુંરે
મે મારૂ અભિમાન તજીને, ચક્ર સુદરશન વાળી લીધુંરે;
પ્રાણ ॥૨॥
ગજને માટે હું તો પાળો પળિયો, હરિજનની સુધલેવારે;

ઊંચને નીચ હું તો કાંઇ ન જાણું, મને ભજે તે મુજ જેવારે;
પ્રાણ ॥૩॥
લક્ષ્મીજી અર્ધાંગના મારી, તે મારા સંતની દાસીરે;
અડસઠ તીર્થ મારા સંતને ચરણે, કોટિ ગંગા ને કોટિ કાશીરે;
પ્રાણ ॥૪॥
સંત ચાલે ત્યાં હું આગળ ચાલુંને, સંત સૂવે તો હું જાગુંરે;
જે મારા સંતની નિંદા કરે છે, તેના કુળ સહિત ને હું ત્યાગુંરે;
પ્રાણ ॥ ૫ ॥
મારારે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મે ન છૂટેરે;
એક વાર વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન મે ન તૂટેરે;
પ્રાણ ॥ ૬ ॥
બેસીને ગાય ત્યાં હું ઊભો ઊભો સાંભળું, ઊભો ગાય ત્યાં
હું નાચુંરે;
હું તો વૈષ્ણવથી ક્ષણ નહિ અળગો, ભણે નરસિયો સાચુંરે;
પ્રાણ ॥ ૭ ॥

સ્વામી ભજનાનંદ મુ૰ ભાવનગર.

ગરબી ૧.

ગુરૂ ગોવિંદ એકરે રૂપ જાણજોરે;
અંતર ભેદ બુદ્ધિરે નહિ આણજોરે; ટેક ॥ ૧ ॥
સર્વે શાસ્ત્ર તણોરે એવો સાર છેરે;

નિશ્ચય ગુરૂ વચને નીસતાર છેરે; ગુરૂ ગોવિંદ. ॥૨॥
ગુરૂ સનમુખે જે જન જાયછેરે;
ડગલે ડગલે જગન ફળ થાયછેરે; ગુરૂ ગોવિંદ ॥૩॥
નીત ગુરૂ પ્રસાદ લેછે નેમથીરે;
પામે પ્રભુ પદને તે તો પ્રેમથીરે; ગુરૂ ગોવિંદ ॥૪॥
દર્શન કરતાં ભાવેરે દુઃખ જાયછેરે;
તેના સંગથી મહાસુખ થાયછેરે; ગુરૂ ગોવિંદ ॥૫॥
જેણે દ્વેષ ગુરૂનો દીલ ધારિયોરે;
હાથે કરિ જન્મ તે તો હારિયોરે; ગુરૂ ગોવિંદ ॥૬॥
કરોડ સાધન ગુરૂરે વિના જો કરોરે;
તોહિ તમે ભવસાગર નહિ તરોરે. ગુરૂ ગોવિંદ ॥૭॥
ભજનાનંદ કહે છે ભાવે કરિનેરે;
સેવો સદ્ગુરૂને ધ્યાન ધરિનેરે; ગુરૂ ગોવિંદ ॥ ૮ ॥

### ગરબી. ૨

ગુરૂ વિના જ્ઞાન તે કેમ મળશેરે;
ચોરાશીના ફેરા તે કેમ ટળશેરે; ટેક. ॥ ૧ ॥
વસુદેવે દેવકિયે ગુરૂ ધારિયારે;
સુકદેવના કારજ ગુરૂયે સારિયારે; ગુરૂ વિના ॥ ૨ ॥
જુવો જનકે તે ગુરૂ શરણે જઈનેરે;
બોધ લીધો તે સદ્ગુરૂ સેવીનેરે; ગુરૂ વિના ॥ ૩ ॥

રામ કૃષ્ણ તે સદ્દગુરૂ સેવતાંરે;
જેને વંદે છે સકળ દેવી દેવતારે; ગુરૂ વિના ॥ ૪ ॥
નારદ રટતા નીતરે રામ નામનેરે;
ગુરૂ કર્યાથી પામ્યા શીઘ્ર કામનેરે; ગુરૂ વિના ॥ ૫ ॥
સુરસેન સમજ્યો એક સાનમાંરે;
ધર્યું ગુરૂવચન તેણે ધ્યાનમાં; ગુરૂ વિના ॥ ૬ ॥
ભૂંડું મનડુ તે બહુ ભટકાયછેરે;
ગુરૂ કૃપાથિ તે અટકાય છેરે; ગુરૂ વિના ॥ ૭ ॥
ભજનાનંદ કહે છે સત ભાવથીરે;
નીત સેવો ગુરૂને નિરધારથીરે. ગુરૂ વિના ॥ ૮ ॥

ધીરાનું પદ "રાગ કાફી."

સલીલ મન સંકટરે ભજનમાં ભંગ પાડે,
તેનો સંગ તજીએરે બીજાને બુડાડે; સલીલ ॥ ટેક ॥
કુડ કપટ એના દલ ભિતર ભરિયું ને,
જાણ્યો નહીં કાંઇ સાર,
ઘણી ઘણી રીતે એને સંતરે સમજાવે તોઇ,
સમજ્યો નહિરે લગાર;
દુધે ધોયા કોયલારે, ઉજળા કેમ કરી કાઢે. ॥ સલીલ ૧॥
જેરે મંદિરીયું હરિ વિના સુનું, તેરે મંદિરિયું મશાણ;
ધર્મ નેમની વાત ન જાણ્યો પ્રાણી, પશુ પામર પરમાણ;

ધિકક એની જનુનીરે એવા નર જીવાડે ાાસલીલમન રાા
દુધ સાકર પાઇ ને વિખધર સેવે, તોઇન મેલે એનો ઝેર;
પાળી પોશીને મોટો જકીધો એનો, કદીક વાળેરે એનો વેર૦
જાતિ સ્વભાવ જાય નહિરે, કુળનો એનું દેખાડે. ાાસ૦ ૩ાા
ગુરૂરે મળે તો જ્ઞાન બતાવે, તોય અજ્ઞાની કહેવાય;
એવા સલીલને વાંસેરે વશાએ, તોય સંગતનાં ફળ થાય;
દાસ ધીરો કહેછેરે કુવામાં ઉતારી વરત વાઢે. ાા સલીલ. ૪

રાગ ગરબાનો.

સ્વામી ભજનાનંદ મુ. ભાવનગર.

સાચા સતગુરૂ શ્રીહરી સેવજોરે,
જેથી જનમ મરણ દુઃખ જાય જો;
અખંડ અનુભવ જ્ઞાન ઉપજેરે,
થીરતા ચિત્તમાં પૂરણ થાય જો; સાચા સત૦ ૧
સત બુદ્ધિરૂપી પેટી શોભતીરે,
ભર્યો ભકિત તણો ભંડાર જો;
તાળાં વજર તણાં અજ્ઞાનનાંરે,
એના સત ગુરૂ ખોલન હારજો; સાચા સત૦ ૨
જગમાં ભગતી નૌકા જાણજોરે,
નિર્મળ સતગુરૂ તે હંકનાર જો;
સતસંગ વાયુ નીત સુખદાઇ છેરે,

પોંચાડે ભવ સિંધુની પાર જો; સાચા૦ ૩
ભજનાનંદ કે સતગુરૂ ભેટતારે,
મનના સંશય તે મુકાય જો;
ભરપુર પૂર્ણ બ્રહ્મને ભાળશોરે,
જે થકી આનંદ ઉરમાં થાય જો; સાચા૦ ૪

પદ ૨.

આવો અવસર ફરી નહી આવશેરે,
શ્વાસે શ્વાસે રામ સંભારજો;
કાયા જાણો કુંપો કાચનોરે,
એને વણ સંતાં નહી વારજો; આવો અવસર. ૧
ગાડી ઘોડા ગજ ને પાલખીરે,
વિનતા સુત વિત ને પરિવારજો;
અંતે સર્વે રહેશે આળગુંરે,
નહી કાંઇ ક્ષણ એકનો નિરધારજો; આવો૦ ૨
માટે માન ગુમાન મૂકીનેરે,
સેવજો સતગુરૂ સંત સુજાણજો;
ધીરજ દયા દીલમાં ધારજોરે,
પામશો તેથી પદ નિર્વાણ જો; આવો૦ ૩
ભજનાનંદ કે તે નર ભૂલીયારે,
ભજ્યા નહી જેણે ભગવાનજો;

મરકટ જેવા તે છે માનવીરે,
હાથે હાથે થશે હેરાન જો; આવે૦ ૪
સ્વામી ભજનાનંદજી કૃત મુ૦ ભાવનગર.

# इश्वर प्रार्थना-दोहा.

શ્રી નારાયણ દેવને, પ્રેમે લાગું પાય;
જેની ભક્તિ કરયા થકી, જીવ મુકત થઇ જાય. ૧
એક અખંડ અજીત[1] અજ, સુંદર શુકલ સ્વરૂપ;
સર્વ શકિત સંયુકત હરી, [2]અખિલ ભુવનના ભુપ. ૨
[3]રકત [4]કંજ કર શંખ ધર, ચક્ર ગદાદિક હાથ;
[5]મમ ઉર મંદિરમાં તમે, રહેજો દીનાનાથ. ૩
શીશ મુગટ કુંડલ કરણ, ઉર મુગતાની માળ;
કોટિ ચંદ્ર [6]સમ [7]ચારૂ મુખ, [8]અંબુજ નયન [9]વિશાળ. ૪
કોટિ [10]તડિતસમપીત[11] પટ, [12]અધરબીંબ અતિલાલ;
દાડિમ સમ અતિ દંત શુભ, હસત હરત ઉર [13]સાલ ૫
[14]કટિ [15]કિંકણી કર મુદ્રિકા ચરણ ચારૂ શુભ રેખ;
મણિગણ સમનખ ચંદ્રિકા, ધ્યાન ધ્રસ્ત મુનિ દેખ. ૬
કોટિ [16]શશિ સમ શિતલતા, કોટિ કામ અભિરામ;

---

૧ અજનમા. ૨ તમામ. ૩ રાતુ. ૪ કમળ. ૫ મારા. ૬ જેમ. ૭ સુંદર. ૮ કમળ. ૯ મોટા. ૧૦ વીજળી. ૧૧ વસ્ત્ર. ૧૨ હોઠ. ૧૩ પીડા. ૧૪ કડ. ૧૫ કંદોરો. ૧૬ ચંદ્ર.

૨

કોટિ [17]ભાનુસમ [18]ભાસકર, કોટિ કોટિ સુખ ધામ. ૭
વિષ્ણું ઈંદ્ર [19]અજ શેશજી, ધ્યાન ધરત મનમાય;
શિવ સનકાદિક સારદા, તે લાગત તુજ પાય. ૮
અનેક જનમના અઘ જે, નાશ થાય નિરધાર,
એવા ગુણછે આપમાં, કરો દયા કિરતાર. ૯
ગજને ગિધ ગણિકા અધમ, અજામેળ અઘધામ;
ધ્રુવ શવરી પ્રલ્હાદને, તારણ છો તમ રામ. ૧૦
વાલમીક નારદ વળી, અંગદ ને હનુમાન;
એવા જીવ અનેકને, પદ આપ્યું નિર્વાણ. ૧૧
[1]અલ્પ મતિ કેમ વરણવું, મુખથી કહ્યું ન જાય;
વેદશાસ્ત્ર પુરાણ સહું, [2]નેતિનેતિ જશ ગાય. ૧૨
કર્યાં કુકર્મ અજાણથી, કરિ ન તમારી યાદ;
પ્રભુ બાળક હું આપનો, ક્ષમા કરો અપરાધ. ૧૩
વારંવાર પ્રભુ આપજો, પ્રેમ ભકિત સતસંગ;
મુજ બુદ્ધિ શુદ્ધ રાખજો, પડે ન કે દી ભંગ. ૧૪
સત્ય ધર્મ ધારણ કરૂં, સત્ય કરૂં ઉપદેશ;
એવી સુશકિત આપજો; જય જગદીશ મહેશ. ૧૫
કાયક વાયક માનસિક; કર્મ કર્યાં જે જાણ;

---

૧૭ સૂર્ય. ૧૮ પ્રકાશ કરનાર. ૧૯ બ્રહ્મા.
૧ થોડી. ૨ અપાર.

સમરપણ કરૂં સર્વ તે, ઘો મુજ ભકિત દાન. ૧૬
માયા મદ નહી મનમાં, કામક્રોધ જંજાળ;
નિયમ ભંગ કરશો નહી, સુણજો દીનદયાળ. ૧૭
ગાય શિખે ને સાંભળે, ભજનાનંદ ભવમાંય,
નરનારી નિત નિયમથી, પરાનંદ ફળ પાય. ૨૯

ઇતિશ્રી સ્વામીજી ભજનાનંદજી કૃત ઇશ્વર પ્રાર્થના સંપૂર્ણ.

કવિ. કપોળ. શામજી મુળજી મુ. માંડવા.

## સ્વામીજી શ્રી ભજનાનંદજી વિષે.

### રાગ શ્રીજગપતિ.

અખીલ ઇશ્વરા, તે બહુ કરી કૃપા;
ભર્તભૂમિનાજ, ધર્મને ઉધ્ધારવા. ટેક.
શ્રીમત સાધુ પરમહંસ જે, સ્વામી ભજનાનંદ;
દર્શનથી અઘ નાશે તુર્તજ, થાય અતિ આનંદ. અખાલ. ૧
પરઉપકારી સ્વામી તમેછો, કરો ધર્મનાં કામ;
ગામેગામ ફરીને નિત્ય, આપોછો [1]આરામ. અખીલ. ૨
ભરતભમિના સત્ય ધર્મની, આપે કરીને શોધ;
મનુષ્ય માત્રને મુકિત મળવા, આપો આપ પ્રબોધ. અખી. ૩
માયા રહિત થઇને ધરીયો, ધર્મરૂપી શણગાર;
સર્વ તજીને મનમાં ધાર્યું, રામ નામ નીજ સાર. અખીલ. ૪

---

[1] સુખ.

વિનતિ આ મમ શ્રવણ ધરીને, કરો કૃપા મહારાજ;
મસ્તક મારે હાથ મુકીને, પાવન કરશો આજ. અખીલ.૫
કૃપાસિંધુ હું શરણે આવ્યો, સ્વામી ભજનાનંદ;
દાસ શામપર દયા કરો તો, છૂટે ભવનો ફંદ. અખીલ. ૬

વિપ્ર હરિશંકર મુ૦ રેવા

રાગ આશાગોડી.

ભજનાનંદ સુખરાશી, ભુમીપર ભજનાનંદ સુખરાશી ટેક.
સગા સહોદર સર્વસ ત્યાગ્યા, જાણી માયાની ફાંસી. ભુ. ૧
જ્ઞાનધ્યાનમાં સંતત શુરા, બ્રહ્માનંદ વીલાસી. ભુ. ૨
અનેક જીવને સુરસ્તે ચઢાવ્યા, હતા જે જમપુરવાસી. ભુ. ૩
હરિશંકર એવા સંતને ચરણે, કોટી ગંગા કોટી કાશી.ભુ.૪

રાગ નાથ કૈસે ગજકો બંધ છોડાયો.

અરે જીવ જીભ્યાથી જપજે તું રામ,
અંતે નહિ આવે કાંઇરે કામ, અરે જીવ જીભ્યાથી જપજે
તું રામ, ટેક. ૧
ભાઇને બાંધવ દાસ ને દાસી,
ધર્યાં રેહેશે સહુ ધામ, ચતુર પુત્ર તારે સાથ ન ચાલે;
વળી નહિ આવેરે[1] વામ. અરે જીવ જીભ્યા. ૨
હાથીરે ઘોડા વળી રથ પાલખી,

---

૧ સ્ત્રી.

એકનિ ન રાખિશ હામ, હુકમ દ્રવ્ય તારૂં આળગુંરે રેહેશે;
નહિરે આવે આ ચામ[2] અરે જીવ. ૩
કહે ભજનાનંદ ભજન પ્રતાપે,
નિશ્ચય રેહેશેરે નામ, સદ્દગુરૂના શુદ્ધ ચરણ સેવ્યાથી;
પામીશ પ્રભુનુંરે ધામ. અરે જીવ. ૪

પદ ૨.

ભજન વિના કેમ થાશેરે કલ્યાણ,
તારા જીવની જુઠીરે તજ તાણ, ભજન વિના કેમ થાશેરે,ટેક૧
માયારે મદમાં અંધ થઈને, બોલે તું બોલ અજાણ,
સંત પુરૂષનો સંગ ન કર્યો, ધર્યો મનરે અભિમાન. ભજ. ૨
જમનારે દુતો તુજને ઝાલીને, ઘાણીમાં કાઢશે ઘાણ;
માથેરે મોઘરીયોના મારરે મારીને,નાંખશે નરકનીખાણ.ભ૩
કહે ભજનાનંદ ભજનરે વિના, અંતે થાશે અતિ હાણ,
સદગુરૂના શુદ્ધ ચરણ સેવ્યાથો, પામીશ પદ નિરવાણ.ભ.૪

રાગ જનની જીવોરે ગોપીચંદની.

ભેખરે લઇ રાજા ભરથરી, આવ્યા રાણીને વાસજી;
રાણી જોઇને રોવા મંડી, નાંખી ઉંડોરે નિશ્વાસજી.
સુણોરે રાજા તમે ભરથરી. ૧
આઠ હજાર હાથી સંઘાતે, ચાલતા બાજી લક્ષ બારજી;

---

૨ શરીર.

પચીશ હજાર સાથે પાલખી, પાયદળનો નહિ પારજી
સુણોરે રાજા તમે૦ ૨
મેડીરે મંદીર માળીયાં, રત્ન જડીત્ર નીવાસજી;
તેને તજીને તમે કેમ નીકળ્યા, વનમાં કીધોરે વાસજી;
સુણોરે રાજા તમે ભરથરી૦ ૩
શોભીત જડીત્ર સીંઘાસને, શોભતાં ઇંદ્ર સમાનજી;
રંભા જેવી ત્રણસો રાણીયો, ગુણ રૂપની ખાણજી,
સુણોરે રાજા તમે૦ ૪
કાંતો રાજા તેં ભાંગ પીધી, કાં તુંને જોગીડે ભરમાવ્યોજી;
કાંતો જાદુગરે જાદુ કર્યો, માટે ભેખ મન ભાવ્યોજી;
સુણોરે રાજા તમે૦ ૫
નહિરે રાણી મેં ભાગ પીધી. નહિ કોઇ જોગીયે ભરમાવ્યોજી
નહિરે જાદુગરે જાદુ કર્યો, જ્ઞાન હુંતો ગુરૂજીથી પાયોજી,
સુણોરે રાણી તમે પીંગળા. ૬
ગાડીરે ઘોડાને ગજ પાલખી, સુતવિત ને પરિવારજી;
જગત જુઠું રે રાણી મેં જાણીયું, નહિ ઘડીનો નિરધારજી.
સુણોરે રાણી તમે પીંગલા. ૭
ઝાઝવાનાં જળ જેવું જાણજે, સર્વે સંસારનાં સુખજી;
ગુરૂરે જ્ઞાનથી મને ગમ પડી, જાણ્યું દુનીયાનું દુઃખજી;
સુણોરે રાણી તમે૦ ૮
અખંડ સુખનેરે જે આપે, એવી ત્રણ વસ્તુ સારજી;

સેવારે હરિ ગુરૂ સંતની, કરે ભવથીરે પારજી;
સુણોરે રાણી તમે૦ ૯
એવારે વચન સાંભળી, વીનતી કરી જોડી હાથજી;
રહોતો રાજાજી તમે આંહી રહો, નહીતો લઇ ચાલો સાથજી
સુણોરે રાજા તમે ભરથરી૦ ૧૦
કહોતો રાજાજી ભગવાં કરૂં, કહોતો એમ રાખું વેસજી;
કહોતો ધોળાંરે વસ્ત્ર અંગ ધરૂં, કહોતો ઉતારૂં શીરકેશજી;
સુણોરે રાજા તમે ભરથરી૦ ૧૧
ધુનીરે પાણીની સેવા હું કરીશ, કરીશ ઉત્તમ આસનજી;
પગરે ચાંપીસ રાજા પ્રેમથી, થાક જાય તતક્ષણજી;
સુણોરે રાજા તમે ભરથરી૦ ૧૨
જોગ કરવોરે માતા કઠીન છે, કઠીન સેવાનું કામજી;
કોઇ દીન ડંડારે ટુકડા, કોઇ દીન વનમાં વિશરામજી;
સુણોરે માતા તમે પીંગળા૦ ૧૩
સેવારે સદગુરૂ સંતને, બળે પુરવનાં પાપજી;
નિજ ગૃહ રહી રટો રામને, જાય ત્રિવિધિના તાપજી;
સુણોરે માતા તમે પીંગળા. ૧૪
અમૃત જેવારે વેણ સાંભળી, ઉપજો મનમાં આનંદજી;
ભીક્ષા દીધીરે રાણીયે ભાવથી, ભાખે ભજનાનંદજી;
ભલોરે રાજા જગ ભરથરી૦ ૧૫

ગાય શીખેને સાંભળે, મન રાખે પ્રભુ પાસજી;
રામરામરે નિશદીન રટે, એનો હરિપુર વાસજી;
ભલોરે રાજા જગ ભરથરી૦ ૧૬

પદ ૨

મૂરખ મન સમજ્યો નહીં, મુખે બોલ્યો નહિ રામજી;
આગળ સરજીશ વાંદરો, ભરવી પડશે સલામજી;
મૂરખ મન સમજ્યો નહી૦ ૧
હવે તું અતિ અભિમાનથી, મનમાં રાખે છે લાજજી;
સંત ચરણ નથિ સેવતો, અંતે બિગડશે કાજજી;
મૂરખ મન સમજ્યો નહી૦ ૨
ધન સુત દારારે જોબન, એતો પતંગનો રંગજી;
ઊડી જતાંરે કાંઇ વાર નહી, ક્ષણમાં થાશેરે ભંગજી;
મૂરખ મન સમજ્યો નહી૦ ૩
મોટારે મોટા ભુપ મરી ગયા, નહી કોડી નિજ સાથજી;
મધમાખી જેવારે તરફડયા. ગયા ઘસંતારે હાથજી;
મૂરખ મન સમજ્યો નહી૦ ૪
ચૌદ ચોકડી રાજ રાવણતણું, વણસતાં નહી લાગી વારજી
દાસ બંધુને બહુ દીકરા, જોધા જગમાં જુંઝારજી;
મૂરખ મન સમજ્યો નહી૦ ૫
જેનીરે આજ્ઞામાં દેવતા, અગ્નિ વાયુને ભાણજી;

પાણીરે દેવા કોઇ નવ રહ્યું, સુણજો ચતુર સુજાણજી;
મૂરખ મન સમજ્યો નહીં૦ ૬
કહે ભજનાનંદ હરિ ભજો, ખોટો સ્વપ્ના વત ખેલજી;
નાશ થતાં કાંઇ વાર નહી, દીપક જેમ વિના તેલજી;
મૂરખ મન સમજ્યો નહીં૦ ૭

## અથ શ્રી સુબોધ પત્રી દોહા.

પ્રથમ નમું શ્રી રામજી, સદ્‌ગુરૂ સંત સુજાણ;
સુબોધ પત્રી શુભ કરૂં, ધરજો મનમાં ધ્યાન. ૧
માંસ મદીરાદિક તજો, તજો અધમ વ્યભિચાર;
જીવ હીંસા સંગ નિચનો. પરધન તજો વિચાર. ૨
જૂઠ કપટ જૂગટું તજો, નિંદા તજો સુજાણ;
અભીમાન ઇર્ષા તજો, ભજો દેવ ભગવાન. ૩
હરિજનનો આદર કરો, કરો દયાને દાન;
સાધુ જનનો સંગ કરો, જેથી પ્રગટે જ્ઞાન. ૪
એઠું કહિ દેશો નહી, એઠું નહી ખવાય;
પાણી ગાળીને પિવો, દુધ ગાળી પીવાય. ૫
સ્નાન ધ્યાન નીતહીં કરો, કરો પવીતર કામ;
ભજનાનંદ એ નિયમથિ, પામે પ્રભુનું ધામ. ૫

ઇતિ શ્રી સ્વામીજી ભજનાનંદજી કૃત સુબોધ પત્રી સમાપ્ત,

રાગ ઠુમરી.

સંત સદા સુખદાઇ, જગતમે સંત સદા સુખદાઇ; ટેક.
પરમ દયાળુ પરમ ઉપકારી, પરહિત ફિરત જગમાઇરે;
કુપંથ નીવાર સુપંથ ચલાવે, ધરમકું દેત દીખાઇરે;
સંત સદાસુખ. ૧
જનમ મરણુ અરૂજમ રાજાકો, મહા દુઃખ દેત મીટાઇરે;
કુઅભિમાન મનહિકો કાઢે, કાઢે મનકિ કચાઇરે; સંત ૨
સંત બચન સુભ ભાનુ પ્રકાસસે, મોહ [1]નીશા મીટ જાઇરે;
પાખંડ[2]ઉડગણુ કપટ[3]કુમોદની, અધરમ[4]ઉલુક લુકાઇરે;સં ૩
દર્શન કરત હરત અઘ દારૂન, ગીતા શાસ્ત્ર અસગાઇરે;
કહે ભજનાનંદ સંતકુ સેવત, સત વસ્તુ જાત જનાઇરે સં ૪

પદ. ૨

સચ્ચીદાનંદ સુખદાઇ, ભજો દેવ સચ્ચીદાનંદ સુખદાઈ.
એક અખંડ અજીત અનાદી, નિરંજન નીતન્યાઇરે;
જનમ મરણુ દુઃખનાહી જીસકું,ગીતા શાસ્ત્ર અસગાઇરે; સ.૧
બ્રહ્મા બિષ્ણુ ભજન કરતહૈ; શિવજી લગની લગાઇરે;
શુક સનકાદિક સારદ નારદ, ધ્યાન ધરત મનમાઇરે; સ. ૨
તીરથ વરત કછું નહી લાગત, પૈસા ન બૈઠત પાઇરે;
પ્રેમ ભકિતસે પ્રીત પ્રભુકી, સચ્ચિ રાખો સગાઇરે; સ. ૩

---

૧ રાત્રી. ૨ તારા. ૩ પોયણી. ૪ ઘુડ.

સંત પુરૂષ કે સહાય કરનકું, દુખમે આવત ધાઈરે;
કહે ભજનાનંદ ભજન પ્રતાપે, ભવદુઃખ જાન બીહાઈરે, સ.૪

પાત્ર કુપાત્ર વિષે ત્રણ તાળની ચોપાઇ.

સુણો તમેરે સત સંગી સહુ, શુભ અશુભ દાનનું ફળ કહું;
એક કણ તણારે હજાર, થાય ખેતરમાં નિરધાર;
એવું સમજીને દેજોરે દાન; સહુ તમે ચતુરસુજાણ. ૧
કુપાત્રને આપેરે કોય, એનું દાનરે નિષ્ફળ હોય;
જેમ ખારામાં જઇનેરે વાવે, તેની નીપજ તેને નહિ આવે;
એવું સમજીને દેજોરે દાન, સહુ તમે ચતુર સુજાણ. ૨
રીત પાત્ર કુપાત્રની કેવી, [1]કાનધેનું [2]વિખધર જેવો;
ધેનુ ત્રણ ખાઈ દુધ દેશે, એરૂ દુધ પીઇ પ્રાણ લેશે;
એવું સમજીને દેજોરે દાન, સહુ તમે ચતુરસુજાણ; ૩
એક બીજતણોરે વિસ્તાર, થાય વડલાનો વ્રક્ષ અપાર;
તેના ફળતણો નહી પાર, એમ સુપાત્રે દાન નિરધાર.
એવું સમજીને દેજોરે દાન, સહુ તમે ચતુરસુજાણ. ૪

દોહરો.

પરખી પાત્ર કુપાત્રને, દેવું વિવેકે દાન;
કહે ભજનાનંદ ભાવથી, પામે પદ નિરવાણ.

ગુરૂ મહિમા વિષે ત્રણ તાળની ચોપાઇ.

સુણો તમેરે સતસંગી સહુ, હવે મહાતમ ગુરૂનું કહું;

---

૧ ગાય. ૨ એરૂ.

સતસંગ સદા જગ કાશી, સતગુરૂ શિવ અવિનાશી;
ઉઠી પ્રભાતે દર્શન કરે, તેના કોટિ વિઘન હરિ હરે,
મધ્યાને જે દર્શને જાય, તેને સહેજેરે સાધન થાય,
સાંજ સમયે જે દર્શન કરે, તેતો સંસાર સાગર તરે;
ગુરૂ સનમુખ જે ચાલી જાય, ડગલે ડગલે જગ્ન ફળ થાય;
પ્રેમે ગુરૂ ચરણોદક પીવે, તેતો જગમાં સુખથી જીવે;
ગુરૂ પુજા જે આરતી કરે, તેતો જન્મ ફરી નહી ધરે,
જેણે ગુરૂ જમાડ્યા છે પ્રીતે, તેણે કોટિ જગ્ન કર્યા નીત્યે,
જેણે કરી સદગુરૂની સેવા, તેતો સુખરે ભોગવે હરિ જેવા;
એવો ગુરૂનો મહિમા જગમાંય, વેદશાસ્ત્ર પુરાણોમાં ગાય,
જ્ઞાની ધ્યાની દયા ધર્મધારી, હોય ગુરૂપરમ ઉપકારી,
એવા ગુણ જાણી ગુરૂ ધારો, માયા મમતાને મૂળથી મારો,
ગુરૂ વિના નુગરોરે જાણુ, તેતો પડશે નરકની ખાણુ,
ભજનાનંદ કહે વાત સાચી, ગુરૂ વિના વાત સહુ કાચી;

અથ ગુરૂ પ્રાર્થના.

નમું નમું ગુરૂ મહારાજ, ધન્ય ધન્ય છે દીવસ આજ,
પ્રભુ દર્શન અમનેરે દીધા, દીન જાણી કૃતારથ કીધા;
કરી બોધ ભાનુ પરકાશ, મહા મોહ તીમર નીશીનાશ,
સત્ય વસ્તુનો શ્રેષ્ટ વિચાર, આજ મળ્યો તે અમનેરેસાર.
ગુરૂસમ હિતકારી કોય નાહી, જોયું વિચાર કરી મનમાંઇ,

એવું જાણીઆ૦યોઆપશરણ,શીશ સમરપ્યુંછે તમચરણે,
ભજનાનંદ કહે ગુરૂ સેવા, કરે સુરનર મુનિવર જેવા.

રાગ હૈયાના ફુટા હરિ સંગે હેત ન કીધો.

મૂરખ તારા મનમાં જોને તું જાગી— ટેક.
એળે આયુષ આખું ખોયું આળસમાં અભાગીરે;
મૂરખ તારા મનમાં. ૧
નારાયણનું નામજ લેતાં, નવરાઇ નવ આવે,
બજારમાં બેસીને ડાહ્યો, ગપ્પા ખુબ ઉડાવેરે;
મૂરખ તારા મનમાં જોને તું જાગી, ૨
માંદપને લીધે છ મહીના, પલંગમાં કેમ પડછો;
સાજો થઇ હરિ ભજન ન સજે, ઘાટ નવા તું ઘડછો રે;
મૂરખ તારા મનમાં જોને તું જાગી. ૩
હરિ કથા સતસંગમાં જાવા, જુઠાં બાના બતાવે;
ભજનાનંદ કહે ભાગ્યો જાછો, હુકમ રાજનો આવેરે.
મૂરખ તારા મનમાં જોને તું જાગી. ૪

પદ ૨.

અંતરના અંધા, જોને વિવેકે વિચારી. ટેક.
સાર વસ્તુને સમજ્યો નહિને, ભુંડપ પકડી ભારીરે;
અંતરના અંધા, જોને વિવેકે વીચારી. ૧
સત્ય શાસ્ત્ર વળી સત્ય પુરૂષનો. સંગ નહી તેં કીધો;

ખોટા મતને ધારન કરી, દેહ ખોઇ તે દીધોરે;
અંતરના અંધા જોને વિવેકે વિચારી. ૨
ઉપરનાં ઊજળા સાધનથી, મીથ્યા દેવને માને,
ગમે તેટલું પાણી પાએ. કેરી નવ કેરડાનેરે;
અંતરના અંધા જોને વિવેકે વિચારી. ૩
માળા વેસ ઉપરનો જોઇ, આપનો પારકો માને,
જેમ ભરવાડ બકરા ગાડર, નીશાનથી સૌ જાણેરે;
અંતરના અંધા જોને વિવેકે વીચારી. ૪
કહે ભજનાનંદ ભલો થઇને, ભજજે ખરા ભગવાન,
ખોટા મતને મુકી દેજે, નહી તો થશે હેરાનરે;
અંતરના અંધા જોને વિવેકે વીચારીરે. ૫

અનુભવીને એકલું આનંદમાં રહેવુંરે-એ રાગની.

ગરબી.

સત્યનારાયણ ભજો, સુખના દાતા;
ભકતજનનો-ભય હરણ,-કરણ સુખશાતા.
સત્યનારાયણ ભજો સખના દાતા. ટેક. ૧
ઇચ્છીત ફળ ઉત્તમ હરિ હેતથી આપે,
કષ્ટવાળા હોય તેના કષ્ટને કાપે; સત્યનારણ. ૨
શુકલ વરણ કરણ મણી કુંડળ જડીત,
શીશ મુગટ ઝળળ ઝળળ શોભે જેમ તડીત; સ. ૩

ચતુર ભુજ માહીં ચતુર આયુદ્ધ ધરે,
ભજનાનંદ કહે કૃષ્ણ ધ્યાન એમ કરે; સ. ૪

પદ ૨.

ભજો પરિબ્રહ્મ નારાયણ ભાવથી,
નારી ગર્ભ જન્મ જેનો કદાપી નથી. ભજો. ૧
સર્વ શકિત સંભવિત જેમાં છે સદા,
કામ ક્રોધાદિક દોષ નાહી છે કદા. ભજો. ૨
અખંડ સર્વ જ્ઞાન સુખ એવા છે હરી,
જન્મમરણ દુઃખ જેમાં નાહીછે જરી. ભજો. ૩
[1]દીનેશ ગણેશ વિષ્ણુ શિવ ધ્યાનમાં ધરે,
રામ કૃષ્ણ રાત દિવસ રટન તે કરે. ભજો. ૪
ભજનાનંદ એવા જગકરતાને જાણી,
મહાસુખ મળે હોય દુઃખની હાણી. ભજો. ૫

ગરબી.

કર પ્રભુ સંગાતે દઢ પ્રીતડીરે એ રાગ.

માનો અર્જુન વચન સત્ય માહેરૂંરે, પ્રાણથકી વાહ્લા છે
હરિજન્ન. એમ સમજી સેવોને સાચા સંતનેરે. ટેક. ૧
હરિજનને જમાડીને જે જમેરે,
સદા પ્રભુ છે તને પ્રસન્ન. એમ સમજી સેવોને. ૨

---

૧ સૂર્ય.

સંત સનમુખે જે જન જાયછે રે,
ડગલે ડગલે જજ્ઞફળ થાય. એમ સમજી સેવોને. ૩
શુદ્ધ ભાવે કરી સંત સેવતારે,
અનેક જન્મ તણા અઘ જાય. એમ સમજી સેવોને.૪
પુજી વૈષ્ણવને જે આરતી કરેરે,
તેના પુન્ય તણો નહિ પાર. એમ સમજી સેવોને. ૫
અડસઠ તીરથ અતિ હેતથીરે,
નીત રહે ચરણે નિરધાર. એમ સમજી સેવોને. ૬
સંત નિંદા કરે કે કોઈ સાંભળેરે,
તેનો નીત નરકે નીવાસ. એમ સમજી સેવોને. ૭
ભજનાનંદ કહે સત ભાવથીરે,
સંત શરણે પુરીરે મારી આશ. એમ સમજી સેવોને ૮

ગરબી ૨ વિપ્ર પ્રભાશંકર.

સંત સાચા જગત ગુરૂ જાણજોરે,
ભવસાગર તેથી તરાય, ધારી એવું ધરમગુરૂ ધારજોરે
ખાળ ગટરનું નીર ગંગમાં પડેરે,
ગંગ સંગથી શુદ્ધ અણાય; ધારી એવું ધરમ. ૨
જુઓ કીડાનું રૂપ ભમરી કરેરે,
સંત કરેછે સંત સ્વરૂપ; ધારી એવું ધરમ ૩
મણી સંગથી કંચન નીપજેરે,

તજી લોઢું પોતાનું રે રૂપ; ધારી એવું ધરમ. ૪
સંગ ચંદનનો વૃક્ષ બીજા કરેરે.
આપે ચંદન નિતે સુવાસ; ધારી એવું ધરમ. ૫
એવું મોટું ગુરૂપદ માનીનેરે,
નિત્ય કરો ચરણે નિવાસ; ધારી એવું ધરમ. ૬
જ્ઞાન હીણા ગુરૂ નવ કીજીએરે,
બુડે છે ને બુડાડેરે લોક; ધારી એવું ધરમ. ૭
ગુરૂ વિના સાધન સરવે કરોરે,
પ્રભાશંકર માનજો ફોક; ધારી એવું ધરમ. ૮

ગરબી ૩ વિપ્ર વનમાળીદાસ,

જે સમરણ કરે શ્રી રામનુંરે,
ધન્ય ધન્ય તેનો અવતાર; પ્રભુ નામ લેને તું પ્રાણીયારે
રામ નામ લેતાં ગુણીકા તરીરે,
નીજ ધામ ગઈ નિરધાર; પ્રભુ નામ લેને. ૩
મીરાબાઇને મોહનજી મળ્યારે,
ભાવે કરી ભજ્યા ભગવાન; પ્રભુ નામ લેને. ૩
રાણે વિખના કટોરા મોકલ્યારે,
પ્રેમે કરી મીરાયે કીધા પાન; પ્રભુ નામ લેને. ૪
નાગર નરસીયો નિત્ય રટે નામનેરે,
કર્યા તેના હરિયે બહુ કામ; પ્રભુ નામ લેને. ૫

હુંડી એક સીકારી અતિ હેતથીરે,
ધારી શામળશા શુભ નામ, પ્રભુ નામ લેને. ૬
નારાયણ નામ લેતાં બીકથીરે,
અજામેળ ઉગાર્યો પળમાંહ્ય; પ્રભુ નામ લેને. ૭
સ્વામી ભજનાનંદનાં સતસંગથીરે,
વનમાળી હરિ ગુણ ગાય; પ્રભુ નામ લેને. ૮

ગરબી ૪.

મુરખ માન શિખામણ માહેરીરૂ,
તનમનના તજીને વિકાર, નામ લેને નિરંતર નાથનુંરે. ટેક ૧
પાપ કરતાં પાછું જોયું નથીરે,
અંતે મળશે જમોનારે માર; નામ લેને નિરંતર. ૨
જયારે નરકના કુંડમાં નાંખશેરે,
ત્યારે કરીશ તું પોકાર; નામ લેને નિરંતર. ૩
માટે સાચા તે સતગુરૂ ધારજેરે,
જે અંતે ઉતારે ભવપાર; નામ લેને નિરંતર. ૪
ધન ધામ ને પડયા રહેશે દીકરારે,
નહીં ચાલે સાથે ઘરની નાર; નામ લેને નિરંતર. ૫
કાયા માયા તે સપનાની સાહેબીરે,
અંતે જાણજે સર્વે અસાર. નામ લેને નિરંતર. ૬
રાજા રાવણનો અહંકાર ઉતર્યોરે,

જ્યારે અનીતિ કીધી અપાર; નામ લેને નિરંતર. ૭
સ્વામી ભજનાનંદના સતસંગથીરે,
વનમાળી કહે નિરધાર; નામ લેને નિરંતર. ૮

ગરબી ૫ ગઢવી દેથારામ

અજ્ઞાની સમજ તારા ઉરમાંરે.
સતસંગ કથા છે સાર, સત્ય માન શિખામણ સંતનીરે. ટેક. ૧
વણ સમજે કેને તું વળગી રહયોરે,
આખું જગત તું જાણ અસાર; સત્યમાન. ૨
હરિકથામાં જાય ન જાવા ન દેરે,
બાંધ્યો મીથ્યા તે લાજનોરે બંધ; સત્યમાન. ૩
ભુંડુ ભલું તે શું નથી ભાળતોરે,
આંખો છે પણ થયો કેમ અંધ; સત્યમાન. ૪
ભાંડ ભવાઇ થાય તો મેલ્ર ભાળવારે,
તારા ડાહાપણમાં વળી ગયો દાટ; સત્યમાન, ૫
ખોટા ખેલ્ર જોવા દેછે ખાંતથીરે,
વારૂ એમાં સારી શેની વાટ; સત્યમાન. ૬
ગુણ ગોવિંદ તણા તો ગમતા નથીરે,
અલ્યા મસ્ત થયો કેમ આમ; સત્યમાન. ૭
ધરી ધીર આ વાત ઉરમાં ધરેરે,
રીત સારી કેહે દેથોરામ; સત્યમાન. ૮

૫૬. રામ લક્ષમણ વનમાં સિધાવતાં એ રાગ.

આવો અવસર ફરી નહીં આવશે,
કરિલે કરિલે તું ઊત્તમ કામ;
સદા સુખ ધામ; હરિને ભજ હેતથી. ॥ ૧ ॥
ગાડી ઘોડાને ગજ રાજ ઘણા,
મીથ્યા જાણો આ જગતનિ માયા;
છેક બાદલ છાયા; હરિને ભજ હેતથી. ॥ ૨ ॥
ઝાંઝવાના જળ જેવું જાણજે,
જાણજે સ્વપના જેવું જગ સુખ;
દાયક મહા દુઃખ; હરિને ભજ હેતથી. ॥ ૩ ॥
મીથ્યા સુખમાં પડયોરે જીવ મોહીને,
બાંધ્યો મરકટ મધુકર જેમ;
પામીશ દુઃખ તેમ; હરિનેભજ હેતથી. ॥ ૪ ॥
માટે સમગ્ર હરિનુંરે માનીને,
મુકી મન તણોરે અભિમાન;
સમજી ગુરૂ સાન; હરિને ભજ હેતથી. ॥ ૫ ॥
રાજ સાજ હુકમ સર્વે રાજના,
જરૂર મૂકાવશે જમરાજ;
સર્વે સુખ સાજ; હરિને ભજ હેતથી. ॥ ૬ ॥
મોટા મહિપતિ મુકિને મરી ગયા,

ગાડી ઘોડાને ગજ ઘરબાર;
પુત્ર પરિવાર; હરિને ભજ હેતથી. ॥ ૭ ॥
એવી સમજણ ઉરમાંરે આણીને,
સેવજે સદ્‌ગુરૂ સંત સુજાણ,
સદા સુખ ખાણ, હરિને ભજ. હેતથી. ॥ ૮ ॥
ભજનાનંદ કે સદ્‌ગુરૂ ભેટતાં,
થીર આનંદ ઊરમાં થાય,
જરૂર દુઃખ જાય; હરિને ભજ હેતથી. ॥ ૯ ॥

પદ. ૨. રાગ ઉપરનો.

મહા અમુલખ મનુષ્યા દેહી મળી,
એમાં કરજો ઉત્તમ વિચાર, નીત નિરધાર;
ભજો પ્રભુ ભાવથી; ॥૧॥
જે કોઇ જપતો નથીરે રામ નામને,
તેની જીભ્યા તો જાણો સુજાણ,
[1]મંડુક પ્રમાણ. ભજો પ્રભુ ॥૨॥
જે કોઇ જોતો નથીરે જગદીશને,
તેનાં નેત્ર જાણો નિરધાર, અમથા આકાર;
ભજો પ્રભુ ॥૩॥
જેનું શિશરે નમ્યું નથી નાથને,
તેનું શીશ તે તુંબડા જેવું, કડવું વિષ કેવું;
ભજો પ્રભુ ॥૪॥

---

૧. દેડકો.

જે કોઇ કાને કથારે નહિ શાંભળે,
તેનો કાન જાણો રે તમે કેવા, રાફડાના જેવા;
ભજો પ્રભુ ॥૫॥
જે કોઈ કરથિ કરતો રે નથી હરિ કામ,
તે તો કરરે કેવા વિકરાળ, બાવળની ડાળ;
ભજો પ્રભુ ॥૬॥
જે કોઇ ચરણ ચાલીને જતો નથી,
પ્રભુ મંદિર કે ગુરૂ પાસ, તે વૃક્ષ મૂળ વાસ;
ભજો પ્રભુ ॥ ૭ ॥
જગમાં ગુરૂ રે ગોવિંદ એક જાણીને,
સેવજો સદગુરૂ સંત સુજાણ, સદા સુખ ખાણ;
ભજો પ્રભુ ॥ ૮ ॥
ગુરૂ સેવા તે સેવારે ગોવિંદ તણી,
ભજનાનંદ કહે ભલી ભાત, સેવોરે દીનરાત;
ભજો પ્રભુ ॥ ૯ ॥

મદિરા વિષે. રાગ ખીચા.

મદ્ય પીવે મત્તવાલ, હોવે વાકે બુરે હાલ;
સદા રહે ઉરસાલ, દેહી-દુઃખ યારી. ॥ ૧ ॥
ભલી બુદ્ધિ હોવે ભ્રષ્ટ, નીતિ હોય જાય નષ્ટ;
કાયા બીચ હોતકષ્ટ, ખલ્કમાંય ખુવારી. ॥ ૨ ॥

જગતમાય જાયલાજ, કર સદા બુરે કાજ;
શઠનકો શીરતાજ, ચાલ વ્યભિચારી. ॥ ૩ ॥
ભજનાનંદ કહે સત્ત, મૂરખ છોડ ઐસીમત્ત;
નહિ તો હોય બુરી ગત્ત, બચન ગ્રહો બીચારી ॥૪॥

રામનામ રૂપી અમલમાં જેટલા ગુણ કીર્તનમાં નીચે લખેલા છે તેથી વિરૂદ્ધ અફીણ રૂપી અમલમાં અવગણ સમજવા— પદ.

તું તો રામ અમલ પી પ્યારેરે,
પી પ્યારે ભવ દુખવારેરે; તું તો રામ. ટેક.
એવો અમલ કદિરે નહિ ઉતરે,
જો દીલ દઇને ધારેરે; તું તો રામ. ॥ ૧॥
તેજ સુતન વળી જશ જગતમાં,
બુદ્ધિ બળને વધારેરે; તું તો રામ. ॥ ૨ ॥
દામ ઠામનું કામ ન પડે,
કડવું ન લાગે ક્યારેરે; તું તો રામ. ॥ ૩ ॥
કહે ભજનાનંદ સદ્ગુરૂ ભેટે,
લગની લાગે ત્યારેરે; તું તો રામ. ॥ ૪ ॥

પરસ્ત્રી વિષે. ઇંદ્રવિજય છંદ.

નીત ઘટે બળચિત્ત ઘટે પરતીત્ત ઘટે અતિ પંચનમાઈ.ર
ધર્મ ઘટે શુભ કર્મ ઘટે સબશર્મ ઘટે તપજાય બિહાઈ. ર

જ્ઞાન ધરે વરધ્યાન ધરે સનમાન ધરે પરસ્ત્રી ચિતલાઈ. ૩
કે ભજનાનંદ દુર્ગુણ હેતઉ મૂરખ માનતહે સુખદાઈ. ૪

કવી ગઢવી માનસીંગ રવાભાઇનાં ધુનું પીપળયું

રાગ બનજારા સ્વામી ભજનાનંદ વિષે.

સોહે સંત સદા સુહાગી, ભજનાનંદ છે બડભાગી; ટેકા
પરમ દયાળુ છે પોતે, જરૂર દુઃખ જાય મુખ જોતે;
અતિ આનંદ થાય અથાગી; ભજનાનંદ ૧
ધણી સત્યનારાયણ ધારી, ઊર વિવેક શુભ વિચારી;
જેણે તૃષ્ણા મન મથ ત્યાગી; ભજનાનંદ ૨
જે પુરૂષ જગતમાં પાપી, એને ભકિત બોધ બહુ આપી;
જેની લગની પ્રભુસે લાગી; ભજનાનંદ ૩
ગુણ માનસીંગ એમ ગાવે, થીર આનંદ દીલમાં થાવે,
મને ભકિત આપો શુભ માગી; ભજનાનંદ ૪

કવિ કાળીદાસ વેરાભાઇ ગઢવી મુ. ચાંદરા.

દોહા.

ભજનાનંદ ગુરૂ ભેટતાં, આનંદ ભયો અપાર;
અબ તા કે બરણન કરૌ, અલ્પ ગુણ વિસ્તાર; ૧

છપા.

કાવ્ય કલામે કુશલ, વ્યાસજું બુદ્ધિ બાકી;
પરમારથે પથ પરમ, ગતિ સૂજે સમજાકી;

નર નારાયણ સરસ, કામજી તનમે જાણો;
નેમ પ્રેમપરબોધ, ભકત પ્રહ્લાદ પીછાનો;
ગુણવંત સંત દેખ્યા સરસ, ભજનાનંદ મોહિ ભાવિયા;
કવિ કાળુ કહે ઉદ્ધાર કાજ, અવની ઊપર આવિયા;

છપા ૨.

દ્વિજ કર વંસ દિનેશ, ભયે ભજનાનંદ સ્વામી;
સદ્‌ગુરૂ શંભુ પ્રતાપ, નામરટ ભય જો નામી;
કર્યો બોધ પ્રકાશ, સાર શુભ શાસ્ત્ર શીખાઇ;
ભ્રાંતિ નિશા કરિ નાશ, ધર્મ શુભ દીન્હ દીખાઇ;
સમત ઉગનિશ આડત્રીસમેં, સત્ય ધર્મ સ્થાપન કીયો;
કલિયુગ જીવ ઉદ્ધાર કાજ, મહારાજ જન્મ જગમે લીયો;

છપા ૩.

પ્રથમ દેશ પંજાબ, બોધ કીન્હો બહુ ભારી;
દ્વીતીય દેશ દક્ષન, કીન્હ જીવન સુખકારી;
તૃતય દેશ ગુજરાત, જ્યાં રણછોડજી રાજે;
ચતુર્થ દેશ સૌરાષ્ટ્ર ભૂપતખતેશ બોરાજે;
એહિ વિદ્ધ કવિ કાળુ કહે, દેશ ફરી બહુ બોધ દીયો;
કાલયુગ જીવ ઉદ્ધાર કાજ, મહારાજ જન્મ જગમે લીયો;

છપા ૪.

મુકત કરો મહરાજ, બોધ સેવકને આપી,

મુકત કરો મહરાજ, કોટ પાપોને કાપી;
મુકત કરો મહરાજ, દયા રાખી દીલમાંઇ.
મુકત કરો મહરાજ. સેવ કરી કરો સહાઇ.
સહાય કરી કળજુગ સમે, સેવક કાજ સુધારિયે;
ભજનાનંદ ગુરૂ ભાવથી, ત્રણ્ય તાપથી તારિયે.

રાગ આશાગોડી.

કવિ કાળીદાસ રાજા. મું ગોંડળ.

ભજનાનંદ ભયહારી, ભેટયા મને ભજનાનંદ ભય-
હારી. ટેક.
સંતત જેની ચરણરજ સેવું, વંદુ હું વારંવારી;
ભેટયા મને ૧
દયાધરી જ્ઞાનદાન દઇને નિવાજ્યા બહુ નરનારી;
ભેટયા મને ૨
જતિ હનુમંત જેમ જતિ છો જગતમાં, તુટે ન ટેક
તમારી, ભેટયા મને ૩
મત પંથ બહુ જગતમાં મેં જોયા, ભટકયો હું ભવમાં
ભારી; ભેટયા મને; ૪
કવિ કાળું કહે કલિ કાલ કરાલ, અધમને હયોને
ઉગારી; ભેટયા મને ૫

કવિ મોતિસર માંડનગગા મુ. કવાડીયા. ૬

## દોહરા.

પ્રાચીત કઇ મેટે પરા, દર્શનથી દીદાર;
(યે) ભજનાનંદને ભેટતાં, આનંદ થાય અપાર. ૧
મહાસંત છે મહાતમાં, ચહુ ખંડકે ધર ચાર;
(એ) ભજનાનંદને ભેટતાં, આનંદ થાય અપાર. ૨
મહાસિદ્ધ નવનિત્ર મળે, વિવેક વધે વિચાર;
(એ) ભજનાનંદને ભેટતાં, આનંદ થાય અપાર. ૩
ભજનાનંદ ત્રીભુવનના, નિશ્ચય રિઝાયા નાથ;
(તે) આતમ કઇક ઊધારવા, સંત અયો સમરાથ. ૪

## છપા.

નિરમળ ગંગા નીર, સરોજ સમચીત્ત સુકોમળ;
પ્રેમ જ્ઞાનવિનપાર, ઉદધ જેમ બુદ્ધિ ઊજળ;
વાચકાચ દ્રઢતાસ, વચન સિદ્ધીવરદાયક;
કામ ધરમ શુભ કૈક, લખું કીધા બહુ લાયક;
નારાયણ સત મળિયા નિધ્રુ, તાપ પાપરા ટાળિયા;
જીતેજ્ઞ કામ સિદ્ધ હૈજબર, ભજનાનંદ મેં ભાળિયા.

## દોહા.

સ્વામી ભજનાનંદરો, જો સતસંગ કરંત ॥
[તો] ચોરાશીના ચોટમાં, ફેરા નહીં ફરંત ॥

### ધર્માદા વાવરવા વિષે.

દેવમંદીર, ધર્મશાળા, વિદ્યાશાળા અને વૈદકશાળા કરાવવી. ૧

વાવ્ય, કુવા, તળાવ અને પાણીનાં પર્વ બાંધવાં. ૨

જે રસ્તામાં વૃક્ષ વિના માણસો દુખી થતાં હોય તો તે ઠેકાણે ઝાડનું હોય તો ઊચ્છેરવું અને નહીં હોય તો રોપવું. ૩

અપંગ અને નિરાશ્રિત તથા જેને કાંઇ રળી ખાવાની સત્તા નથી એવાં જે મનુષ્યો તેમને ભજન કરાવી અન્ન આપવું તથા ધર્મ સંબન્ધી બોધ આપવો. ૪

તત્વ ગીતાને અનુસરી સત્ય ધર્મના બોધવાળાં એવાં જે શાસ્ત્રો તે છપાવવાં. ૫

અપંગ અને નિરાશ્રીત એવાં જે પશુ અને પક્ષિયો હોય તો તેને યથાયોગ્ય ખાનપાનાદિકે કરીને સેવવાં. ૬

### ગાયનું રક્ષણ વિશેષે કરીને કરવું તે વિષે.

નારાચ છંદ.

ધરો દયા સદા તમે, ગરીબ ગાય જાણિને,
દહીં ઘી દુગ્ધ આપનાર ચિત્તમાં પ્રમાણિને,
તમો અમો જહાન જેથિ ખાન પાન ખાઇયે;
કપાય ગાય માય તેથિ શાન્તિ કેમ પાઇયે.

જે થકી મનુષ્ય માત્ર ઊત્તમ ખાનપાનાદિક ખાય છે, એવી ગાયોનો વધ જ્યારે થાય છે. ત્યારે શાન્તિ કેમ કરીને મનુષ્ય પામે, કેમકે એક ગાય, અને એ ગાયના એકજ વંશમાં સુમારે બે લક્ષ માણસનો નિર્વાહ થાય છે એવી ગાયોનું બાર મહિનામાં સુમારે પાંચ હજારનું અકાળમૃત્યુ આખા હીંદુસ્થાનમાં થતું હશે આ વાત ગૌરક્ષાની ચોપડી વાંચવાથી માલમ પડશે. માટે સદગૃહસ્થોયે સારી રીતે ખાન પાનાદિકે કરીને ગાયોની રક્ષા કરવી, તથા તેમનો જે વધ થતો હોય તે અટકાવવો તે વિષે નીચે મુજબ.

ગૌરક્ષણ કરનાર રાજાયે પોતપોતાની પ્રજામાં, જ્ઞાતિના પ્રમુખ મનુષ્યોયે પોતપોતાની જ્ઞાતિમાં, આચાર્યો એ પોતપોતાના સેવકોમાં, અને પટેલ લોકોએ પોતપોતાના ગામમાં એવો બંદોબસ્ત કરવો કે, અજાણ્યા માણસને અથવા હીંસા કરવાવાળા માણસને ગાય આપવી અથવા વેચવી નહિ; અને જો આપશે તો તેને અમુક દંડ કરવામાં આવશે. હવે મરણ અને પરણેતરમાં તથા દરવર્ષમાં, ભાંડ, ભવાયા, પાવૈયા અને બ્રાહ્મણ એમના હક્ક આપણા દેશમાં બાંધેલા છે, પરંતુ સર્વની પોષક એવી ગાય માતાની કાંઇ પણ નેમણુંક કરેલી નથી; એ

મોટી આપણી ભૂલ છે, માટે સજ્જન પુરૂષોયે આ વાતનો વિચાર કરી યથાયોગ્ય બંદોબસ્ત કરવો, અને તે દ્રવ્યે કરીને નિરાશ્રીત એવો જે ગાયો તેમનું રક્ષણ કરવું. ૭

સાધુ અને બ્રાહ્મણોને જમાડવા. ૮

હરેક નિરાશ્રિત રોગી માણસની ખાન, પાન, ઔષધ અને શરીરે કરીને વિશેષ સેવા કરવી. ૯

ધર્માત્મા, અને ઉપદેશ કરનાર એવા મહાત્માઓની ષોડષ પ્રકારની પૂજા સહિત, વિશેષે કરીને યથાયોગ્ય સેવા કરવી. ૧૦

ઉપર કીધેલા પ્રમાણે પોતાના ગામનું દ્રવ્ય પોતાના ગામમાં વાવરવું અને તે દ્રવ્ય લેવા દેવામાં ચાર સદગ્રહસ્થ પોતપોતાના ગામમાં ઉપરી રાખવા ઇતિ.

ओं शांतिः शांतिः



## પ્રથમથીઆશ્રય આપનાર સદગૃહસ્થોનાં નામ. પ્રાંત કાઠિયાવાડ

| | | |
|---|---|---|
| ૧ | પટેલ. ભગવાન રાજા. | મુ. ભુવા. |
| ૧ | પટેલ. જાદવ જેઠા. | મુ. ભુવા. |
| ૧ | પટેલ. માધા દેવજી. | મુ. ધારેશ્વર |
| ૧ | પટેલ. વિશ્રામ જેઠા. | મુ. ધારેશ્વર |
| ૧ | વિપ્ર વજેશંકર અજરામર. | મુ. કુંડલા |
| ૧ | દરજી કહાનજી. | મુ. સાવર |
| ૧ | પટેલ. નારાયણ ડોસા. હીરપુરા. | મુ. કુતાનું |
| ૧ | બાવા કન્હદાસજી નિરભયરામ. | મુ. ખારા |
| ૧ | " હીરજી દેવરાજ | મુ. ખારા |
| ૧ | સોની ગીગા કેશવ. | મુ. જાતરૂડા |
| ૧ | " ગોવિંદ નારાયણ ઊકાણી. | મુ. જાતરૂડા |
| ૧ | ખુમાણ ગોલણ સુથા | મુ. ગુંદરણ |
| ૧ | ખુમાણ જેઠા | મુ. ગુંદરણ |
| ૧ | ભક્ત પ્રેમજી મૂળજી. | મુ. એકલારૂં |
| ૧ | " પરવત દુધા. | મુ. પાડરસીંગા |
| ૧ | શેઠ જેઠાલાલ ત્રિભુવનદાસ. | મુ. દામનગર |
| ૧ | શેઠ જગજીવન ગોપાળજી | મુ. દામનગર |
| ૧ | લુહાર રતના ગીગા | ,, દામનગર |

૧ " જયરામ ભવાન કાસોંદરિયા ,, દામનગર
૧ " ભીમા ભવાન ,, દામનગર
૧ " ખોડા જીવા નારોલા ,, દામનગર
૧ ખત્રી હરિ રણછોડ ,, દામનગર
૧ " પુના રામજી બોખા ,, દામનગર
૧ " ગોવિંદ અરજણ બોખા ,, દામનગર
૧ " કરમસી મૂળજી બાબરિયા ,, પાંચતલાવડું
૧ " ડાયા ડુંગર ભાદાણી ,, ભીંગરાડ
૧ " જેઠા ભગવાન લાઠિયા ,, ભીંગરાડ
૧ ત્રવાડી વિશ્વનાથ વિઠલજી ,, ભીંગરાડ
૧ શેઠ વછરાજ ભવાન ,, ભીંગરાડ
૧ " ગીગા રાજા ભાદાણી ,, ભીંગરાડ
૧ ઠકર ગોબર ગીગા ,, ભીંગરાડ
૧ ઠકર દેવજી સુંદરજી ,, ચભાડિયું
૧ પટેલ કહાનજી ડાયા ,, પિપરિયું
૧ " ડુંગર લાધા પણસાલા ,, દેવળયું
૧ " બેચર પદમસી ,, જલાલપુર
૧ " કેશવ જસા ,, જલાલપુર
૧ " હરખા શિવા જાદવાણી ,, માંડવા
૧ " વિરા ધના જાદવાણી ,, માંડવા

૧ ,, પ્રેમજી ઠાકરસી જાદવાણી ,,માંવાડ
૧ ” ભગવાન ઠાકરસી જાદવાણી ,, માંડવા
૧ શેઠ ભુરા આંબા ,, માંડવા
૧ શેઠ ભાઇચંદ ગોપાળજી ,, માંડવા
૧ પટેલ નથુ વાલા જાદવાણી. ,, માંડવા
૧ ગોહેલ ચંદનસીંઘ દાદભાઇ મુ. જરવાળું.
૧ ગોહેલ આનંદસીંઘ તખતસીંઘ મુ. જરવાળું.
૧ ગોહલ અમરસીંગ ભાણુસીંઘ મુ. જરવાળું
૧ ગોહેલ બાપુભા દેવસીંઘજી. ,, ,,
૧ ગોહેલ રાસુભા દાદભા ,, ,,
૧ ગોહેલ હરિસીંઘ કસળસીંઘજી ,, ,,
૧ વિપ્ર મહાશંકર દામજી ,, સુવાગઢ
૧ ગઢવી બેહેચરભાઇ ઉમાભાઇ મુ. સુવાગઢ
૧ ગઢવી ખેંગારભાઇ મેઘરાજભાઇ ,, ,,
૧ ગઢવી ડોસાભાઇ દલ્લાભાઈ ,, ,,
૧ ગઢવી વિહાભાઇ માનભાઇ ,, ,,
૧ ગઢવી બેહેચરભાઇ રામાભાઈ ,, ,,
૧ ગઢવી માવલજી સારૂભાઇ ,, ,,
૧ ગઢવી હલુભાઈ મોંઘાભાઈ ,, ,,
૧ ગઢવી જેતાભાઈ ભલુભાઇ ,, ,,

| | | |
|---|---|---|
| ૧ વિપ્ર ચતુરભૂજ દેવજી | મુ. | સુ. |
| ૧ રજપુત રૂપા અરજન | ,, | સુ. |
| ૧ વિપ્ર રામકૃષ્ણ અંબાશંકર | ,, | વિકળયા |
| ૧ પટેલ ખોડા ડોસા. | ,, | વિ. |
| ૧ ડાંગર લાખા ખોખા | ,, | લાખાવાડ. |
| ૧ ડાંગર દેવાનંદ રાયમલ | ,, | લા. |
| ૧ પટેલ અરજણ પાંચા | ,, | લા. |
| ૧ ડાંગર કાળા | ,, | લા. |
| ૧ ડાંગર વાયસીંઘ રાયમલ | ,, | લા. |
| ૧ પટેલ માધા પાંચા | મુ. | ગાંગાવાડ |
| ૧ પટેલ લાલા પાંચાં | ,, | ,, |
| ૧ ભકત અમરબાઇ | મુ. | ગાં, |
| ૧ શેઠ ભૂતા ગાંડા, | મુ. | ગાં. |
| ૧ પટેલ ભાણા ભીમા | મુ. | ગાં. |
| ૧ ગઢવી દેવાનંદ રાયમલ | મુ. | હનુમતિયું |
| ૧ ભકત રવજી રાજા | ,, | ,, |
| ૧ શા. વનમાળીદાસ . | ,, | ,, |
| ૧ પટેલ લાલજી રાજા. | ,, | ,, |
| ૧ પટેલ નારાયણ કાળા | ,, | રેવા. |
| ૧ પટેલ મીઠા પ્રાગ | ,, | રેવા |

૧ પટેલ ગોવિંદ ખોડા ,, રેવા
૧ ગોહેલ જયસીંગજી ભાખરજી મુ. રેવા.
૧ દેશાઈ પુરૂષોત્તમ હરજીવન ,, પીપરડી.
૧ ભૂતા નાનજી કાન્હજી ,, ,,
૧ મેહેતા પૂંજા ધારા ,, લંગાળા
૧ ભાવસાર હરજી માનસીંઘ ,, ,,
૧ પટેલ દેવજી ખોડા ,, ,,
૧ પટેલ રાજા હકાસુધેલાયા ,, ઝાંજમેર.
૧ ભકત હીરા આહેર ,, ઝાં.
૧ મેહેતા પૂંજા ધારા ,, ઝાં.
૧ ઠકર જીવન નાનજી ,, પરવાળા
૧ ભકત જીવા મૂળા ઇસામલિયા. ,, ઠહા.
૧ સોની બાવા હરભમ ,, બાબરા.
૧ શેઠ પ્રાગજી ચીતળયા ,, સાખપુર
૧ પટેલ હરજી કાન્હજી ,, ભાવનગર
૧ પટેલ ધના ગીલા ,, ભાવનગર
૧ શેઠ વિઠલદાસ મોઢ વાણિયા. ,, ,,

---

સુચીપત્ર.

| પા. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૪ | દ્દઇદ્રવ્ય | દ્રવ્ય |
| ૧૨ | ૩ | મોરી કન્યાનો | મારી કન્યાનો |
| ૧૪ | ૧૫ | ચડાળ | ચંડાળ. |
| ૧૫ | ૪ | પીડાઇ | પડાઇ |
| ૧૬ | ૧ | સાધનમાં | સાંધનમાં |
| ૧૯ | ૭ | સુરાનો | શુરાનો |
| ૧૯ | ૧૩ | જળા | જ્વાળા |
| ૨૨ | ૫ | કુવર | કુંવર |
| ૨૨ | ૬ | કોટિ | કોટ |
| ૨૨ | ૨૦ | રીછ | રીંછ |
| ૨૩ | ૫ | રાવન | રાવણ |
| ૨૩ | ૧૩ | ધુજેછે | ધ્રુજેછે |
| ૨૩ | ૧૬ | કોન સુરો છે | કોણ શુરો છે. |
| ૨૭ | ૨૦ | કેગ | કેમ |
| ૩૪ | ૧૮ | સુકદેવના | શુકદેવના |
| ૩૬ | ૨ | એનો | એનું |
| ૩૯ | ૧૨ | કયા | કર્યાં |
| ૫૦ | ૧ | ચરણ | ચરણે |
| ૫૦ | ૧૧ | સજે | સુજે |

# જાહેર ખબર.

---

શિવબોધ વ્રજ ભાષામાં        કીમત ૩ આના.

તત્વગીતા અને મહાત્મ સંસ્કૃત સહિત ગુજરાતી ભાષાંતર.        કીમત ૪ આના

સુબોધ કાવ્ય        કીમત બે આના

કાવ્ય સંગ્રહ ગુજરાતી ભાષામાં કીમત બે આના

ટપાલ ખર્ચ માફ. અને આ પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરનાર પાસેથી તથા નીચે લખેલ ઠેકાણે મળશે.

ભાવનગર. લેવા ફળીયામાં ભક્ત નારાયણદાસવાળું તથા જેઠા ત્રીકમજી.

દાગનગર. મહારાજ નારાયણદાસની જગામાં.

ટીંબીમાં. ઠક્કર નાગજી શામજીની પાસેથી મળશે.

અમદાવાદ. ઠક્કર નાનજી જશામત ઠેકાણું પાંજરાપોળમાં પથરાની દુકાને મળશે.

આ પુસ્તકોનો પૈશો ઉપર લખેલા ધર્માદામાં વાવરવામાં આવશે.

---